# કાશ્મીરનો પ્રવાસ

• અથવા •

# સ્વર્ગનું સ્વપ્ન.



લેખક:—કલાપી.

તે

સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ.

સંસ્થાન લાઠીના સ્વર્ગસ્થ ઠાકોર સાહેબ



પ્રકાશક:—સંચિત્

રૂપશંકર ઉદયશંકર ઓઝા.



પોરબંદર—કાઠીયાવાડ.



૧૯૧૨.

૩૧-૫-૬૦

"મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટાંમાં

તો ન્હાનાં પણ મ્હોટાં,

વ્યોમદીપ રવિ નભ બિંદુ

તો ઘર દીવડાં નહિ ખોટાં"






જન્મ. સંવત ૧૯૩૦.　　　　　　　　　　વિદેહ. સંવત ૧૯૫૬.

# निवापांजली.



સંવત્સર અગ્યાર ! આજ કાલની વાતને !
પણ ના વીતી રાત, એવી યાદી—સૂરસિંહ !

'બાપુ' મીઠા બોલ, કોને કહી બોલાવીયે ?
'હોંકારો' અણુમોલ દેશે કો ? આ !—સૂરસિંહ !

'બાપુ' કહેતાં બાથ ભરી, ઉઠીને ભેટતા,
ચાંપે હૈયા સાથ, કો ? વિણુ વ્હાલા—સૂરસિંહ !

'ભાઇ' ભળતું વેણ, તુજ મ્હોં મીઠું, મલકતું ;
સંભારી એ કેણુ, કૈક રૂવે છે—સૂરસિંહ !

વયમાં ન્હાનો બાળ, વૃદ્ધ બની 'હયો બાપલા !
છવિશ વર્ષે કાળ, કીધો : સાધુ—સૂરસિંહ !

છપન્નિઓ દુષ્કાળ આવ્યો, વિત્યો : સર્વને ;
અમને પૂરી ઝાળ આપી, ચાલ્યો—સૂરસિંહ !

મનમાં કૈને હામ મળવા માટે રહી ગઇ!
રહ્યા વિમાસી આમ: 'સાગર' સરખા—સૂરસિંહ!

રોતાં રાખ્યાં આમ: પરણી, ઘરણી, બાળને.
ગુરૂ પાછળ પરિયાણ, વિરહ સહ્યો ના,—સૂરસિંહ!

વ્હાલિ વસ્તી કાજ, આંસુડાં બહુ ખેરતો,
રોતી રાખી આજ, ઉઠી ચાલ્યો—સૂરસિંહ!

ઘેલી થઇ ગુજરાત, વાણી ત્હારી સાંભળી;
રડતી આંસુ ધાર: સંભારીને—સૂરસિંહ!

પ્રેમીનો દિલદાર, વિસામો વ્હાલાં તણો,
દુઃખિયાંનો આધાર: સાચો સાયર—સૂરસિંહ!

વીરા! જગની વાટ, વશમી વેળા, કૈકની;
સરલ થઇ ગ્યો સાથ: ત્હારી સાથે—સૂરસિંહ!

'ચ્હાવું' 'સ્હેવું' એક: ભેદ ગણી ભૂલ્યા ઘણા.
પણ ત્હેં તો રાખી ટેક: સાચો સાથી—સૂરસિંહ!

"ધન, યૌવન ને ધામ, માટીમાં માટી મળે"
કહેતાં એમ તમામ: કરી બતાવ્યું—સૂરસિંહ!

'ગંગાજળ' ઉપનામ, કવિ ગોહિલકુળ આપતા:
પાકું દીધું પ્રમાણ: ત્હેં તો ગોહિલ—સૂરસિંહ !

સરલ, રસિક તુજ બોધ, સ્નિગ્ધ બની ગઇ શુષ્કતા!
'સનમ' તણી એ શોધ સૂની થઇ: હવે—સૂરસિંહ!

નિજ ઉર કેરી વાત કથવા, કાવ્ય 'હમીરનું'
રહયું અધૂરૂં આજ, તુજવિણ, સ્નેહી—સૂરસિંહ !

મરતી કવિતા કાજ, માથું દીધું મહિપતી!
રંડાણી તે આજ તુજ વિણ: રસિયા,—સૂરસિંહ !

લક્ષ્મી, સરસ્વતિ સાથ, ના દેખી: ના સાંભળી:
બન્નેનો સંગાત તુજ પદ પેખ્યો !—સુરસિંહ !

સરજ્યા લેવા શ્વાસ: માંડયા તે મટશે નહીં :
શી રીતે તુજ પાસ આવી શકીયે ?—સૂરસિંહ !

સૂનો આ સંસાર: સાર વિનાનો થઇ રહયો.
એળે આ અવતાર સંચિત શોચે:—સૂરસિંહ!

સંચિત.





સ્વર્ગસ્થ લાઠી ઠાકોર સાહેબ શ્રીસુરસિંહજી.
કાશ્મીરમાં-૧૮૯૦.

×　　×　　×

જો તે કાશ્મીર દેશના મધુરવા મીઠા ઝરા આવશે,
વ્હાલા પાન્થ! તહીં જરી વિરમજે, એ દેશ વ્હાલો મને;
ત્યાંના તે અતિ રમ્યને ટપકતા મીઠા રસે કુંજમાં—
ગુચ્છા દ્રાક્ષ તણા બિલોરી જલમાં છાયા રહે પાડતા!

×　　×　　×

સંધ્યાએ વળી હિમ પર્વત તણાં શૃંગો ગુલાબી બને!
ખીણુખીણુ, ઝરેઝરા, સર સહુ ત્યારે રૂપેરી બને!
ત્યાંનાં તે ગિરિ શાં તરૂ ગિરિ નભે તારાથી વાતો કરે,
તે સૌ દિવ્ય ઉજાસમાં ગરક થૈ હર્ષે ભર્યાં ખીલશે!

×　　×　　×

વ્હાલા, હું ગુરુ ને વળી તુજ સખો, તે ભક્ત સંભારજે,
બાલુડા! મુજ પ્રાણ! તે વખત તું રોજે અરેરે ભલે!
ઉછેર્યું તરુ એક મેં વનમહીં ત્યાં તું વળી બેસજે,
વ્હાલા! મેં લઘુ એક કોતરી લખ્યું તે કાવ્ય તું વાંચજે?

×　　×　　×

પાન્થ પંખીડું—કેકારવ.

કલાપી.

×   ×   ×

"Well, Nature is the incarnation of a thought and turns to a thought again as ice becomes water and gas. The world is mind precipitated and the volatile essence is for ever escaping again into the state of free thought. Hence virtue and pungency of the influence on the mind of natural object whether inorganic or organised. Man imprisoned, man crystalised, man vegetative speaks to man impersonated.

×   ×   ×

—Nature fails not to provide
Impulse and utterance. The whispering air,
Sends inspiration from the shadowy heights,
And blind recesses of the caverned rocks;

×   ×   ×

Roaming or resting under grateful shade
In peace and meditation cheerfulness,
Where living things, and things inanimate,
Do speak, at Heaven's command, to eye and ear
And speak to social reason's inner sense,
With inarticulate language.

×   ×   ×



કાશ્મીરનો પ્રવાસ. ૧૮૯૦.

× × ×

॥ प्राप्यावन्तीनुदयनकथाकोविदग्रामवृद्धा ॥
॥ न्पुर्वोद्दिष्टा मनुसर पुरीं श्रीविशालां विशालाम् ॥
॥ स्वल्पीभूते सुचरितफले स्वर्गिणां गां गतानां ॥
॥ शेषैः पुण्यैर्हृतमिव दिवः कान्तिमत्खण्डमेकम् ॥

× × ×

॥ वेणीभूतप्रतनुसलिलासावतीतस्य सिंधुः ॥
॥ पांडुच्छाया तटरुहतरुभ्रंशिभिर्जीर्णपर्णैः ॥
॥ सौभाग्यं ते सुभग विरहावस्थया व्यञ्जयन्ती ॥
॥ कार्श्यं येन त्यजति विधिना स त्वयैवोपपाद्यः ॥

× × ×

॥ उत्पश्यामि द्रुतमपिसखे मत्प्रियार्थं यियासोः ॥
॥ कालक्षेपं ककुभसुरभौ पर्वते पर्वते ते ॥
॥ शुक्लापाङ्गैः सजलनयनैः स्वागतीकृत्य केकाः ।
॥ प्रत्युद्यातः कथमपि भवान्गन्तुमाशु व्यवस्येत् ॥

× × ×

× × ×

॥ त्वामासार प्रशमितवनोपप्लवं साधुमूर्ध्ना ॥
॥ वक्ष्यत्यध्वश्रमपरिगतं सानुमानाम्रकूटः ॥
॥ नक्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय ॥
॥ प्राप्तेमित्रे भवति विमुखः किंपुनर्यस्तथोच्चैः ॥

× × ×

॥ तां कस्यांचिद्भवनवलभौ सुप्तपारावतायां ॥
॥ नीत्वा रात्रिं चिरविलसनात्खिन्नविद्युत्कलत्रः॥
॥ दृष्टे सूर्ये पुनरपि भवान्वाहयेदध्वशेषं ॥
॥ मन्दायन्ते न खलु सुहृदा मभ्युपेतार्थकृत्याः ॥

× × ×

मेघदूत.

×　　　　×　　　　×

ચિદાત્માની સંજ્ઞા કુદરત પ્રભુની પ્રતિકૃતિ,
અરીસો તેનો આ જન હૃદયની લાગણી વળી;
પ્રતિ સૃષ્ટિલીલા કશી જનસ્થિતિનો પ્રતિધ્વનિ,
મનુષ્યોની સાથે કુદરત બની ગ્રન્થિત નકી.

×　　　　×　　　　×

અને આ આત્માને કુદરત ગ્રહી લે નિજ કરે,
ઉડાડી દે ઉંચો, પકડી વળી ચાંપે નિજ દિલે;
મૂકે તેને પાછો હસી મૃદુલ શેવાલ પર ને
પછી પંપાળે છે ફરી ફરી દઈ ચુમ્બન મુખે!!

×　　　　×　　　　×

કહું શાને હાવાં ઉદધિ જડ ને આ જડ નદી?
ગણું તિર્યંચોને હૃદયહિણ હું તો કયમ કદી?
ખરે! હું જાણું છું જગત સહુ ચૈતન્યમય છે,
નહીં તો ક્યાંથી આ પ્રણય, કરૂણા ને રતિ, અરે!

×　　　　×　　　　×

કલાપી.





નામદાર દરબારશ્રી વાજસુરવાળા સાહેબ
બગસરા.

## માનવંતા નામદાર પ્રીય દરબાર શ્રી
## વાજસુરવાળા સાહેબ,

માહાશય,

આ લઘુ લેખના સર્વાંશે—દેશ, કાળ, અને નિમિત્તના—આપ નેતા અને વળિ સાક્ષી છો. સ્વર્ગસ્થની એ અલૌકિક સમાધી આપે સ્વતઃ અનુભવી છે. રસપાનની એ તલ્લીનતા આપે જોઇ છે. અને છેવટ, એ સર્વના સ્થૂલ આવિર્ભાવ રૂપ આ લેખ, શ્રી જગન્નાથપૂરીમાં, સ્વર્ગસ્થે પ્રથમ આપનેજ અર્પણ કરી, રાજકોટ મોકલ્યો હતો; તો, સ્વર્ગસ્થની એ સ્વાભાવિક ચેષ્ટાને આજે આમ યથાતથ્ય સ્વરૂપમાં રજુ કરતાં સ્વર્ગસ્થની ઈચ્છા અને ઉર્મિને,—હું પણ આ સર્વનો સાક્ષી ભૂત હોવાથી—અનુસરૂં તેમાં કંઈ વિશેષ નથી. સ્વર્ગસ્થે કરેલું પુનઃ કરૂં છઉં.

આશા છે કે, એ મધુત્તમ ક્ષણોનું અહોનિશ—હવે તો શોકમિશ્રિત્—સ્મરણ કરાવનાર આ સ્થૂળ નિમિત્ત—હવે મ્હારા તરફથી—પુનઃ સ્વીકારી ઉપકૃત્ કરશો.

શ્રી સુદામાપૂરી,
ભાદ્રપદ પૂર્ણિમા, ૧૯૫૮.

હું છઉં,
સદાનો આપનો,
સ્નેહાંકિત્ સેવક,
વિ: રૂપશંકર ઉદયશંકર ઓઝાના
શ્રી સચ્ચિદાનંદ સ્મરણ પૂર્વક પ્રણામ.

# ऊपक्रमोपसंहार·



" કાઠીઆવાડની રાજકુમાર કૉલેજમાં આઠ વર્ષ ભણ્યા "
" પછી મારો વિચાર હિંદુસ્થાનની મુસાફરી કરવાનો થયો. "
" કુમાર શ્રી ગીગાવાળા પણ આ કૉલેજમાં ઘણા લાંબા "
" વખતથી વિદ્યાભ્યાસ કરતા હતા. તેમણે મેહેરબાન મેક- "
" નૉટન સાહેબને કૉલેજમાંથી રજા આપવા અરજ કરી. "
" ત્યારપછી કેટલાક વખતે એમને રજા મળવાથી મેકનૉટન "
" સાહેબે એમને હિંદુસ્થાનની મુસાફરી કરવા અભિપ્રાય "
" આપ્યો. ગીગાવાળા મારા મિત્ર હોવાને લીધે એમનો "
" વિચાર મને પણ સાથે લેવાનો થયો. મેકનૉટન સાહેબે "
" મારે માટે પણ મુસાફરીની ગોઠવણ કરી. * * * "
" **મનહર બાલકૃષ્ન જોશી, બી.એ., એલ.એલ.બી.** "
" કુમાર શ્રી ગીગાવાળાને અને મને, અમારી છેલ્લી ટર્મમાં "
" કાયદા અને અર્થશાસ્ત્ર શીખવતા હતા. એમનો સ્વભાવ "
" ઘણો સારો હોવાને લીધે અમારાં અને એમનાં મન મળ્યાં. "
" એક દિવસ બે કલાક અભ્યાસ કર્યા પછી, સાંઝના પાંચ "
" વાગે, લીંબડીના ઉતારામાં અમે ચા પીતા હતા. વરસાદ "
" જરમર જરમર વરસતો હતો. ઘાટાં વાદળાં ચડી આવ્યાં "
" હતાં. કૉલેજની વાડી પાસે જ હોવાથી ઘણું રમણીય "
" લાગતું હતું. જોશી માસ્તરે કાલીદાસનો એક શ્લોક શરૂ કર્યો. "

"આવા કવિઓ કયા દેશને શોભાવતા હતા એ પ્રશ્ન મેં"
"પુછ્યું. જવાબમાં એમણે કહ્યું કે: કાશ્મીરમાં. વળી"
"એમણે કાશ્મીર દેશનું વર્ણન કર્યું. આ ઉપરથી કાશ્મીર"
"જવા અમારૂં મન ઉશ્કેરાયું."

(કલાપી, તા. ૧-૧૦-૯૧.)

જેમ આ લઘુ લેખ તેમજ આ લેખના નિમિત્ત રૂપ ઉપર આપેલું અવતરણ શ્રી કલાપીના સાહિત્ય પ્રવેશનું મંગલાચરણ છે; સોલ-સત્તર વર્ષની કિશોર વયના એક રાજકુંવરની કલમનું પ્રથમ ઉત્થાન છે અને ભવિષ્યના તરૂણ કવિની કલા અને કલ્પનાનું બીજક છે.

રા. ભાઇશ્રી ચંદ્રશંકરે આ લઘુ લેખને અંગે જે ઉહાપોહ કરેલ છે તે વાંચી ગયા પછી, સ્વતઃ લેખને ઉદ્દેશીને તો કદાચ બહુજ થોડું કહેવાનું રહેતું હશે. પરંતુ લેખકને અંગે પણ વાંચક વર્ગે કાંઇ જાણવું જોઇએ. થોડું ઘણું જાણ્યું છે; થોડું ઘણું હું હમણાં કહીશ; અને એમ ઈશ્વર ઇચ્છા હશે તો આ ગ્રન્થાવલિ પૂરી થતાં સુધીમાં જેટલું કહેવા જેવું હશે તે સર્વ લગભગ કહેવાઇ જશે.

શ્રી કલાપીના સાહિત્ય પ્રવેશના સમયને એક રીતે જોતાં કદાચ આથી પણ થોડો ઘણો આગળ હોવાનું અટકળી શકાય. ઉપરના અવતરણની મીતી પહેલાં, એકાદ વર્ષથી એઓ ન્હાનાં ન્હાનાં જોડકણાંઓ રચતા હતા, એમ એમનું કહેવું મ્હારા

સ્મરણમાં છે. એમના પરમ મીત્ર મુંડેટીના સ્વર્ગસ્થ ઠાકોર શ્રી શિવસિંહજી, જેઓ એમના સહાધ્યાયી હતા, તેઓ ઉપર બેચાર ટુંકાં કાવ્યો એમણે લખેલાં તે મને એક સમયે બતાવ્યાં હતાં. પરંતુ નિર્દેશ કરી શકાય તેવું એ માંહેલું કશું હાલ ઉપલબ્ધ નથી. સાહિત્ય ચર્ચાનો રસ એમને વિદ્યાર્થિ અવસ્થામાંથીજ, એટલે કે, કોલેજમાં અભ્યાસ કરતા હતા તે સમયથીજ લાગ્યો હતો. આ લઘુ લેખની ભાષા-શૈલીજ કહી આપે છે કે કાદમ્બરી આદિ કેટલાંક પુસ્તકો, એઓ પ્રથમથીજ સહજસાજ જોઇ ગયા હોવા જોઇએ. આ સંબંધીની સવિસ્તર ચર્ચા '**શ્રી કલાપીનું સાક્ષર જીવન**' એ નામના લઘુ લેખમાં મ્હેં કરેલી છે; અને ત્યારબાદ જે કંઇ વિશેષ મળી આવ્યું છે, તે એજ લેખની આ ગ્રન્થાવલિના વિભાગ તરીકે કરવા ધારેલી પુનરાવૃત્તિમાં આપવા ધાર્યું છે; એટલે અહીં કંઇ વિશેષ કહેવાનું નથી. માત્ર લેખકની સામાન્ય ઓળખાણ તરીકે થોડું ઘણું કહેવાનું છે અને થોડું ઘણું આ પ્રવાસ દરમિયાન જે કંઇ વિશેષ જાણવા જેવું બનેલું છે તે સ્મરણશક્તિમાંથી ઉતારી લેવાનું છે; તેમ આ ગ્રન્થાવલિને અંગે પણ કેટલાએક ખુલાસા કરવાના છે.

**રા. ભાઇશ્રી ચંદ્રશંકર** શ્રી કલાપીની વ્યક્તિ પરત્વે કેટલાએક પ્રશ્નો ઉપસ્થિત કરે છે. એવા ઘણા પ્રશ્નોનું ઉત્તર મેળવવા હવે ગુજરાત આતૂર હોય એ સ્વાભાવિક છે. પરંતુ એ પ્રસંગ એટલોબધોતો વિશાલ અને બારીક છે, કે એ સંબંધીનું સર્વ સાહિત્ય મેળવતાં, તેને ગોઠવતાં અને પ્રસિદ્ધ

મર્યાદા-પરનાલીકા ઉતારી લીધાં છે; જે બોધક અને રસિક હોવાથી તેમજ શ્રી કલાપીના આદર્શની એમાં ઝાંખી હોવાથી આ લેખને અંતે પરિશિષ્ટ ચોથે આપવામાં આવેલ છે.

શ્રી કલાપીના પીતાશ્રીનું નામ ઠાકોર શ્રીતખ્તસિંહજી હતું. શ્રી કલાપીનું પોતાનું નામ ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી હતું. સંસ્થાન લાઠીના પ્રથમ ગાદી વારસ તરીકે શ્રી કલાપીના એક જ્યેષ્ઠ બન્ધુ હતા, પરંતુ તેમનો યુવાવસ્થામાંજ સ્વર્ગવાસ થયો હતો. શ્રી કલાપીનાં માતુશ્રી સંસ્થાન ગોંડલના ભાયાત ગણોદ દરબારશ્રી ભગવતસિંહજીનાં ભગિની થતાં હતાં. એમનું પૂજ્ય નામ શ્રી રામબા સાહેબ હતું. તેઓ શ્રદ્ધાળુ, ધાર્મિક અને વિશાલ હૃદયવાળાં હતાં એમ શ્રી કલાપી કહેતા. શ્રી કલાપીનો જન્મ વિક્રમ સંવત્ ૧૯૩૦, એટલે ઇ.સ ૧૮૭૪ના ફેબ્રુઆરી માસની ૨૬મી તારીખે શ્રી લાઠીમાં થયો હતો; એટલે પ્રસ્તુત લેખ લખતી વખતે એમનું વય માત્ર સત્તર વર્ષનું હતું. એમની બાલ વયમાંજ માતા પીતાનો સ્વર્ગવાસ થયો હતો. આઠ વર્ષની વયે એમને રાજકોટની રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ માટે દાખલ કર્યા હતા. શ્રી કલાપી પોતે લખે છે તેમ આઠ વર્ષ ત્યાં વિદ્યાભ્યાસ કર્યો, ઇ. સ. ૧૮૯૦-૯૧માં કાશ્મીર અને હિન્દનો પ્રવાસ કર્યો, ઇ. સ. ૧૮૯૫ના જાન્યુઆરી માસમાં ગાદીનશીન થયા અને ઇ. સ. ૧૯૦૦ના જુન માસમાં વિદેહ-કૈવલ્ય થયા.

શ્રી કલાપીના વ્યવહારીક જીવનને અંગે આટલા સિવાય હાલ કંઇ વિશેષ કહેવાનું નથી. "શ્રી કલાપીના જીવનની

કરતાં હજુ કેટલોએક સમય અવશ્યમેવ જવોજ જોઇએ. શ્રી કલાપીના ઉપનામથી ગુજરાતમાં આકર્ષક બનતી જતી વ્યક્તિ કાઠીયાવાડ માંહેલા એક ન્હાના રાજ્યના રાજકર્તા તરીકે અવતરેલી હતી એ પણ હજુ ધીમે ધીમે વાંચક વર્ગમાં પ્રસરતું જાય છે.

કાઠીયાવાડ માંહેલા ગોહિલવાડ પ્રાન્તમાં આવેલા સંસ્થાન લાઠીના એઓ રાજકર્તા હતા. સંસ્થાન ભાવનગર, પાલીતાણા અને વળા ઇત્યાદિ રાજસ્થાનો સ્થાપનારાઓના મૂળ પુરૂષ સેજકજી ગોહિલ, કે જેઓ મેવાડ મારવાડમાંથી આ તરફ આવેલા હતા અને કાઠીયાવાડના અમૂક વિભાગને પોતાના બાહુબળથી મેળવી, એ વિભાગને પોતાની રજપૂતીથી પોતાની અવટંકનું નામ આપી સ્થાયી થયા હતા, એ મૂળ પુરૂષના સિદ્ધાવંશમાં શ્રી કલાપી અવતર્યા હતા; કેમકે ગાથા પ્રમાણે ગોહિલ વંશનાં રાજ્યોની મૂળ સ્થાપના લાઠીથી થઇ હતી.

પોતાના પૂર્વજોની ભાવના શ્રી કલાપીના હૃદયમાં કોઇ ભવ્ય પ્રકારની હતી. એ આદર્શને પણ વિશેષ ઉજ્જવલ બનાવવા એમણે 'હમીર કાવ્ય' અથવા 'હમીરજી ગોહિલ' એવા નામનું એક ખંડ કાવ્ય લખવા માંડયું હતું. જેના ચાર સર્ગ લખાયા છે અને બાકી અપૂર્ણ રહ્યું છે. પોતાના પૂર્વજોનાં ચારિત્ર અને ઔદાર્યાદિ વૃત્તિઓ એમને બહુ આકર્ષક હતાં. ઉપરોક્ત કાવ્યમાં એમણે ગોહિલ વંશનો મહિમા અને કૂલ

મર્યાદા-પરનાલીકા ઉતારી લીધાં છે; જે બોધક અને રસિક હોવાથી તેમજ શ્રી કલાપીના આદર્શની એમાં ઝાંખી હોવાથી આ લેખને અંતે પરિશિષ્ટ ચોથે આપવામાં આવેલ છે.

શ્રી કલાપીના પીતાશ્રીનું નામ ઠાકોર શ્રીતખ્તસિંહજી હતું. શ્રી કલાપીનું પોતાનું નામ ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી હતું. સંસ્થાન લાઠીના પ્રથમ ગાદી વારસ તરીકે શ્રી કલાપીના એક જ્યેષ્ઠ બન્ધુ હતા, પરંતુ તેમનો યુવાવસ્થામાંજ સ્વર્ગવાસ થયો હતો. શ્રી કલાપીનાં માતુશ્રી સંસ્થાન ગોંડલના ભાયાત ગણોદ દરબારશ્રી ભગવતસિંહજીનાં ભગિની થતાં હતાં. એમનું પૂજ્ય નામ શ્રી રાસમા સાહેબ હતું. તેઓ શ્રદ્ધાળુ, ધાર્મિક અને વિશાલ હૃદયવાળાં હતાં એમ શ્રી કલાપી કહેતા. શ્રી કલાપીનો જન્મ વિક્રમ સંવત્ ૧૯૩૦, એટલે ઇ.સ ૧૮૭૪ના ફેબ્રુઆરી માસની ૨૬મી તારીખે શ્રી લાઠીમાં થયો હતો; એટલે પ્રસ્તુત લેખ લખતી વખતે એમનું વય માત્ર સત્તર વર્ષનું હતું. એમની બાલ વયમાંજ માતા પીતાનો સ્વર્ગવાસ થયો હતો. આઠ વર્ષની વયે એમને રાજકોટની રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ માટે દાખલ કર્યા હતા. શ્રી કલાપી પોતે લખે છે તેમ આઠ વર્ષ ત્યાં વિદ્યાભ્યાસ કર્યો, ઇ. સ. ૧૮૯૦-૯૧માં કાશ્મીર અને હિન્દનો પ્રવાસ કર્યો, ઇ. સ. ૧૮૯૫ના જાન્યુઆરી માસમાં ગાદીનશીન થયા અને ઇ. સ. ૧૯૦૦ના જુન માસમાં વિદેહ-કૈવલ્ય થયા.

શ્રી કલાપીના વ્યવહારીક જીવનને અંગે આટલા સિવાય હાલ કંઇ વિશેષ કહેવાનું નથી. "શ્રી કલાપીના જીવનની

કરતાં હજુ કેટલોએક સમય અવશ્યમેવ જવો જ જોઇએ. શ્રી કલાપીના ઉપનામથી ગુજરાતમાં આકર્ષક બનતી જતી વ્યક્તિ કાઠીયાવાડ માંહેલા એક ન્હાના રાજ્યના રાજકર્તા તરીકે અવતરેલી હતી એ પણ હજુ ધીમે ધીમે વાંચક વર્ગમાં પ્રસરતું જાય છે.

કાઠીયાવાડ માંહેલા ગોહિલવાડ પ્રાન્તમાં આવેલા સંસ્થાન લાઠીના એઓ રાજકર્તા હતા. સંસ્થાન ભાવનગર, પાલીતાણા અને વળા ઇત્યાદિ રાજસ્થાનો સ્થાપનારાઓના મૂળ પુરૂષ સેજકજી ગોહિલ, કે જેઓ મેવાડ મારવાડમાંથી આ તરફ આવેલા હતા અને કાઠીયાવાડના અમૂક વિભાગને પોતાના બાહુબળથી મેળવી, એ વિભાગને પોતાની રજપૂતીથી પોતાની અવટંકનું નામ આપી સ્થાયી થયા હતા, એ મૂળ પુરૂષના સિદ્ધાવંશમાં શ્રી કલાપી અવતર્યા હતા; કેમકે ગાથા પ્રમાણે ગોહિલ વંશનાં રાજ્યોની મૂળ સ્થાપના લાઠીથી થઇ હતી.

પોતાના પૂર્વજોની ભાવના શ્રી કલાપીના હૃદયમાં કોઈ ભવ્ય પ્રકારની હતી. એ આદર્શને પણ વિશેષ ઉજ્જ્વલ બનાવવા એમણે 'હમીર કાવ્ય' અથવા 'હમીરજી ગોહિલ' એવા નામનું એક ખંડ કાવ્ય લખવા માંડ્યું હતું. જેના ચાર સર્ગ લખાયા છે અને બાકી અપૂર્ણ રહ્યું છે. પોતાના પૂર્વજોનાં ચારિત્ર અને ઔદાર્યાદિ વૃત્તિઓ એમને બહુ આકર્ષક હતાં. ઉપરોક્ત કાવ્યમાં એમણે ગોહિલ વંશનો મહિમા અને કૂલ

મર્યાદા-પરનાલીકા ઉતારી લીધાં છે; જે બોધક અને રસિક હોવાથી તેમજ **શ્રી** કલાપીના **આદર્શ**ની એમાં ઝાંખી **હોવાથી** આ લેખને અંતે પરિશિષ્ટ ચોથે આપવામાં આવેલ છે.

**શ્રી** કલાપીના પીતાશ્રીનું નામ **ઠાકોર** શ્રીતખ્તસિંહજી હતું. **શ્રી** કલાપીનું પોતાનું નામ ઠાકોર સાહેબ **શ્રી સુરસિંહજી** હતું. **સંસ્થાન લાઠી**ના પ્રથમ ગાદી વારસ તરીકે **શ્રી** કલાપીના એક જ્યેષ્ઠ બન્ધુ હતા, પરંતુ તેમનો યુવાવસ્થામાંજ સ્વર્ગવાસ થયેલ હતો. **શ્રી** કલાપીનાં માતુશ્રી સંસ્થાન ગોંડલના ભાયાત **ગણોદ** દરબારશ્રી **ભગવતસિંહજી**નાં ભગિની થતાં હતાં. એમનું પૂજ્ય નામ **શ્રી રાસમ્મા** સાહેબ હતું. તેઓ શ્રદ્ધાળુ, ધાર્મિક અને વિશાલ હૃદયવાળાં હતાં એમ **શ્રી** કલાપી કહેતા. **શ્રી** કલાપીનો જન્મ વિક્રમ સંવત્ ૧૯૩૦, એટલે ઇ.સ ૧૮૭૪ના ફેબ્રુઆરી માસની ૨૬મી તારીખે **શ્રી લાઠી**માં થયો હતો; એટલે પ્રસ્તુત લેખ લખતી વખતે એમનું વય માત્ર સત્તર વર્ષનું હતું. એમની બાલ વયમાંજ માતા પીતાનો સ્વર્ગવાસ થયો હતો. આઠ વર્ષની વયે એમને રાજકોટની રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ માટે દાખલ કર્યા હતા. **શ્રી** કલાપી પોતે લખે છે તેમ આઠ વર્ષ ત્યાં વિદ્યાભ્યાસ કર્યો, ઇ. સ. ૧૮૯૦-૯૧માં કાશ્મીર અને હિન્દનો પ્રવાસ કર્યો, ઇ. સ. ૧૮૯૫ના **જાન્યુઆરી** માસમાં ગાદીનશીન થયા અને ઇ. સ. ૧૯૦૦ના **જુન** માસમાં વિદેહ-કૈવલ્ય થયા.

**શ્રી** કલાપીના વ્યવહારીક જીવનને અંગે આટલા સિવાય હાલ કંઇ વિશેષ કહેવાનું નથી. "**શ્રી કલાપીના જીવનની**

ઝાંખી" એ નામનો એક લેખ લગભગ તૈયાર થયો છે; એ પણ આ ગ્રન્થાવલિના એક પુષ્પ રૂપે પ્રસિદ્ધ થશે અને તેમાંથી કંઇ વિશેષ જાણવાનું મળશે.

સહૃદય વાંચકોને અત્યારેતો આમાંથી એટલુંજ ફલિત થાય છે, કે શ્રી કલાપીએ સાહિત્યમાં જે કંઇ ઉમેરો કર્યો છે તે માત્ર આઠ-નવ વર્ષના ટુંકા સમયના સતત્ પરિશ્રમનું પરિણામ છે. પોતાના અભ્યાસ પરત્વે પોતે લખે છે કે:

"રાજકુમાર કૉલેજમાં મેં અભ્યાસ કર્યો છે તે"
"નામનોજ છે. રાજકુમાર કૉલેજમાં ભણાવે તેટલું ભણ-"
"નાર તો બહુજ થોડું ભણે છે. આ કૉલેજમાં ભણનારને"
"વિદ્યા સાથે ભાગ્યે જ પ્રીતિ હોય છે. એ દેશના નશી-"
"બની વાત છે. હજી રાજાઓની આંખ ઉઘડતી નથી."
"કુમારોને નથી સારી સોબત મળતી કે નથી સારો"
"અભ્યાસ થતો * * * મારો વિચાર મેટ્રિક"
"પસાર કરી આર્ટસ્ કૉલેજનો વિદ્યાર્થિ થવાનો હતો, પણ"
"રાજાઓ અને ગ્રાસીયા વિદ્યાના ઓરમાન દીકરા છે."
"પાંચ વર્ષ થયાં નેત્ર વ્યાધિથી હું હેરાન હતો, માત્ર"
"અરધો કલાક વાંચી શકતો. મુંબઇના ડૉ. મેકોનીકીની"
"દવાથી આરામ થયો અને થતો જાય છે. ગ્રેન્યુલેશનની"
"વ્યાધિ મને છે. દવા નિયમિત રીતે જારી વાપરવી પડેછે."
"* * * હાલ હું પાંચ કલાક વાંચી શકુંછું, અને"
"તેટલું વાચુંછું. પણ મારી આશા હવે પુરી થશે નહીં."

"દરરોજ એક કલાક કાયદાનો અભ્યાસ કરૂંછું; એક"
"કલાક અંગ્રેજી પુસ્તક વાંચું છું; હાલ સ્માઇલ્સનાં પુસ્તકો"
"વાંચું છું; ત્રણ કલાક ગુજરાતી પુસ્તકો વાંચું છું. હજી"
"સુધી મેં ગુજરાતી જ વાંચ્યું છે. કૉલેજ છોડ્યાં મને"
"એક વર્ષ થયું ત્યારબાદ 'ડ્યુટી'નું પુસ્તક મેં હમણાં"
"જ હાથમાં લીધું છે. અર્થાત્ મેં અંગ્રેજી વાંચવું હમણાંજ"
"શરૂ કર્યું છે. ગુજરાતીમાં ઘણાં પુસ્તકો વાંચી ગયો."
"એટલાં વાંચ્યાં છે કે ગુર્જર ભાષાનાં સારાં પુસ્તકોમાં"
"એવું ભાગ્યેજ નીકળશે કે જેનું મેં મનન ન કર્યું હોય."
"પ્રેમ અને પર્યવ્યક પુસ્તકો મને અતિ પ્રિય છે. પ્રેમ વાં-"
"ચવો એ આનંદ અને આંસુ લાવેછે. ફીલોસોફી એ મને"
"ગંભીર સુખ આપે છે."

"ગુર્જર ગિરાથી સંતોષ ન થયો તેથી ફીલૉસૉફી"
"માટે અંગ્રેજી, અને પ્રેમ માટે સંસ્કૃત શીખવા નિશ્ચય"
"કર્યો છે. સંસ્કૃત પ્રેમ માટે: કેમકે સંસ્કૃત ફીલૉસૉફી"
"વાંચી અને સમજી શકું તેટલું તે ભાષામાં મને જ્ઞાન"
"મળી શકે કે નહીં તે શંકા ભરેલું છે. ગુજરાતી વાંચન"
"તો જારી જ રહેશે. ગુજરાતીમાં હમણાં હું રા. રા. મણી-"
"લાલભાઇ કૃત 'સિદ્ધાન્તસાર' વાંચુંછું. * * *"

કવિ-તત્વજ્ઞના સંસ્કાર આમ એમનામાં જન્મથીજ હતા, તેને કાશ્મીરના પ્રવાસથી બહુ બહુ પોષણ મળ્યું. કાશ્મીરના ભવ્ય અને રમણીય દેખાવો જોતાં દરેક સ્થળે પરમાત્માની અગાધ અનંત લીલામાં તેઓ વિલીન થઇ જતા, અને

દરેક સ્થળે તે પરમાત્માનું ભવ્ય દર્શન તેને થતું. કોઇને કોઇ જન સ્થિતીને, સ્વભાવને કે સંભવને તેઓ કુદરત સાથે જોડી દેતા. મતલબ પિન્ડ-બ્રહ્માંડના સામ્ય અને ઐક્ય સ્વરૂપની તેને ઝાંખી થયા કરતી.

સૃષ્ટિ—લીલા નિહાળવાનો સ્વર્ગસ્થનો સ્વાભાવિક પ્રેમ એમના તમામ લેખોમાં ઝળકી નીકળે છે. કુદરતની સાથે તેઓ વાતો કરતા; એ જાણે તેને કંઇ કહેતી હોય તેમ એમાંથી એમને અનેક સૂચનાઓ મળતી, અનેક યોજનાઓ એમાંથી એમના હૃદયમાં ઘડાતી. એક તરફ સૃષ્ટિ લીલાનો અનુભવ લેતા અને બીજી તરફ જનસ્વભાવ અને લોક-પ્રવૃત્તિનો અભ્યાસ કરતા મનુષ્યો સાથેની વાતચીતથી કે તેના વર્તન અને ચારિત્રથી જેવો અનુભવ મેળવી નિષ્કર્ષ કાઢવામાં આવે છે, તેવોજ એઓ સૃષ્ટિ-સૌન્દર્યમાં ભગી જઇ કાઢતા હતા. " મને પણ કુદરતી કૃતિ પર લક્ષ આપી તેનું વર્ણન આપવામાં આનંદ આવે છે." આમ તેઓ કહેતા.

સ્વર્ગસ્થની જીંદગીના અંતસુધી તેના સ્વભાવમાં આ તત્વો પ્રધાન હતાં. તેઓ કુદરત અને મનુષ્યનું ઐક્ય અનુભવવામાં અને તેમાંથી અનેક ચમત્કૃતિઓ ઉપજાવી કાઢવામાં પોતાનો સઘળો સમય ગાળતા હતા; અને પરોક્ષ કે અપરોક્ષ એમાંથી અનેક દર્શનો તેઓ ઉપસ્થિત્ કરતા હતા. આ અંતર્ગત્ વિશ્વને એઓ 'સ્વપ્ન' શબ્દથી ઓળખાવતા અને એવા ઉદ્દેશથીજ આ લઘુ લેખને પણ એમણે 'સ્વર્ગનું સ્વપ્ન' એ ઉપનામ આપેલું છે. એ વિશ્વસહ્ એમની

તલ્લીનતાનો અનુભવ ઘણાખરા પરિચિત જનોને અપરોક્ષ થયો હશે; તેમજ એમનાં કાવ્યો અને લેખો દ્વારા એ વાત મર્મજ્ઞો પણ સમજી શકશે. મ્હને એ અનુભવ ઘણીવાર થયો છે: વિશેષે કરી જ્યારે અમે કાશ્મીરના પ્રદેશોમાં ફરતા હતા ત્યારે હું એમનાથી જુદી ગાડીમાં બેસતો હતો; સાંઝે મુકામે પહોંચી જ્યારે અમે ભેળા થઇ બેસતા અને હું એમને આજે આખા દિવસમાં શું જોયું એ જ્યારે પુછતો, ત્યારે તેઓ કહેતા કે: ભઇ (દરબારશ્રી વાજસુરવાળા સાહેબ) અને આદેશ (રા. બ. પ્રાણજીવનદાસભાઇ) તો વખતો વખત કંઇને કંઇ વાતચીત કરતા હતા, પરંતુ, હું તો સ્વપ્નાં ગોઠવતો હતો, મ્હને તો જાગતાં સ્વપ્નાં આવતાં હતાં. અહીં કાઠીઆવાડમાં પણ અમે ઘણીવાર ગાડીમાં સાથે ફરવા જતા અથવા હોડીમાં બેસી તળાવમાં ફરતા, અથવા સાંઝ સવાર કેટલાક મીત્રો ભેળા થઇ સાહિત્યના અગર એવા કોઇ વિષય ઉપર ચર્ચા કરતા, અને રસભરી વાતો ચાલતી, તે દરમિઆન એઓ જાણે કેમ અમારી મંડલીમાંથી અલોપ થઇ ગયા હોય! અમારા સહવાસથી જાણે કેમ છટકી ગયા હોય! એમ મૌન્ય ધારણ કરી સ્તબ્ધ બની જતા અને કોઇ અન્ય સૃષ્ટિમાં લીન થઇ જતા! ચાલતા પ્રસંગો અને વિવાદને અંગે અમે જ્યારે એમનો કંઇ અભિપ્રાય પૂછતા, અગર ચર્ચાનો વિષય શું છે તે જણાવવાનું કહેતા ત્યારે ઉપર કહેલી સમાધીનું અમને અનેકવાર ભાન થતું. જાણે ઉંઘમાંથી જાગતા હોય એમ 'હોંકારો'

આપી, ખડખડ હસી પડતા, અને કહેતા કે : હું અહીં ન હતો.

ઉપર કહેવામાં આવ્યું છે તેમ કાશ્મીરનો પ્રદેશ નિહાળવાને **સ્વર્ગસ્થ** બહુજ ઉત્સુક હતા. **રાવલપિંડીથી** એમણે એક પત્ર **રા. રા. જોશી** માસ્તર ઉપર લખેલું છે તેમાં કાશ્મીરનો પ્રવાસ પોતે કયા દૃષ્ટિ બિન્દુથી કરવા તત્પર થઇ રહ્યા હતા એ સ્પષ્ટ જણાઇ આવે છે :

" વાઇસરૉય કાશ્મીર ગયા છે. ટાંગા બિલકુલ મળતા "
" નથી તોપણ ૨૨મી તારીખ સુધી રાહ જોવા અમારો "
" વિચાર છે. ઇશ્વરની ઇચ્છા પ્રમાણે થાય છે. કાશ્મિર જાવાની "
" સુચના આપે જ આપી હતી, આપના કહેવાથીજ અમે "
" ત્યાં જવા ધાર્યું હતું, આપજ સાથે આવવાના હતા. "
" આપ વિના અમારે કાશ્મિર નજ જવું એવી જ ઈશ્વ- "
" રની ઇચ્છા હોય એમ ભાસે છે. હજી કાંઇ નકી નથી. "
" આજ ઘણુંકરી નકી થશે. પરમાત્માની કૃપા હશે તો "
" આપણે બીજી કોઈ વખતે કાશ્મિર જશું અને એ આ- "
" નંદ અને મજા કોઇ જુદીજ તરેહની થશે. કાળીદાસનો "
" દેશ તેને સમજનાર શિવાય નજ જોવો, એમ લાગે છે, "
" અને તેથી જ તે અમારો અનાદર કરે છે."

**( કલાપીનું પત્ર, તા. ૧૭-૧૦-૯૧ ).**

આ સમયે પોતે **સરસ્વતિચન્દ્ર** અને **કાદમ્બરી** વાંચતા હતા. અમે જેમ જેમ એ પ્રદેશ નજીક જતા ગયા તેમ તેમ એઓનો આનંદ વધતો જ ગયો ; અને અમે એ પ્ર-

દેશોમાં ભમ્યા તેટલો સમય તો એઓ કોઇ અવર્ણનીય સુખ મેળવતા હોય એમ **સૃષ્ટિ-સૌન્દર્ય**માં લીન થઇ જતા. એમના હૃદય ઉપર આ પ્રદેશો નિહાળવાથી થએલી અસર અને તદ્દ્વારા સ્ફુરી આવતા સંસ્કારો તેમજ વિચાર કલ્પના પ્રથમ આ લઘુ લેખમાં આલેખાયેલ છે. અને તત્પશ્ચાત્ એમનાં સર્વ કાવ્યો એ સંસ્કારોથી સંપૂર્ણ વિભુષિત થયેલાં છે. વિશેષે કરીને '**કુદરત અને મનુષ્ય**' અને '**મનુષ્ય અને કુદરત**' એ બે કાવ્યો આને અંગે અવશ્ય વાંચવા જેવાં છે. એમણે પાછળથી વર્ડસવર્થાદિ વાંચ્યા, અને તેમાં પણ એમને જે રસ અને આનંદ મળ્યો, તથા સરલતાથી એ સાહિત્યનું રહસ્ય અનુભવી અનુકરણ કરી શક્યા તેનું કારણ પણ આ પ્રદેશનું પ્રત્યક્ષ દર્શનજ છે.

**રા. જોશી** માસ્તરે પ્રદીપ્ત કરેલા સંસ્કારો વિશેષ વિશેષ વિસ્તરવા લાગ્યા અને એ રસની એટલી બધી તો લગની લાગી, કે પાછળથી **મેઘદૂતાદિ** કાવ્યો અસલ સંસ્કૃત ભાષામાં ભણવા માંડ્યા. એને માટે એક ખાસ **શાસ્ત્રીજી** રાખેલા હતા. એ **શાસ્ત્રીજી** મ્હારા એક પત્રના ઉત્તરમાં **કાશ્મીરના પ્રદેશોના સંસ્કારોને** ઉદ્દેશીને લખે છે કે :—

" પ્રત્યુત્તરમાં વિનંતિ કે, આપ લખો છો તેવા કાશ્મી- "
" રના વર્ણનને અનુરૂપ શ્લોકો **મેઘદૂત**માં છે નહીં, તથાપિ "
" કૃપાળુ ઠાકોર સાહેબ જ્યારે **મેઘદૂત** વાંચતા હતા ત્યારે '
" એમને કાશ્મીરનું સ્મરણ તાજું થઇ જતું અને કેટલા- '
" એક શ્લોકો બહુ પ્રિય લાગેલા ; તે માંહેના થોડાએક એમ '

"ફરીને કે બીજી રીતિએ ઉપોદ્ઘાતની પૂર્વે શ્લોકો મૂકવા"
"ધારો તો મુકાય તેવા છે. જે માટેના થોડાએકની યાદી"
"આપું છું."

સૃષ્ટિ-સૌન્દર્યનું અવલોકન એઓ કયા દ્રષ્ટિબિન્દુથી કરતા એ એમનાં કાવ્યો સ્પષ્ટ બતાવી આપે છે. આ લેખના મુખ-પૃષ્ટ ઉપર પણ એવાં બે-ચાર દ્રષ્ટાન્તો આપવામાં આવ્યાં છે. પ્રવાસમાં શું સૃષ્ટિ-સૌન્દર્યના વિષયોમાં કે શું ઐતિહાસીક વિષયોમાં—સર્વમાં એઓ તલ્લીન થઈ જતા: જૂના મકાનો અને ખંઢીએરો, પડી ગયેલા કોટ-કીલ્લાઓ અને મહેલો, દેવાલયો અને મસ્જીદો, એમ દરેક સ્થળે એ સર્વનુ બારીક અવલોકન કરતા. તે તે સમયનો ઇતિહાસ જાણે કેમ પોતે જાતે અનુભવતા હોય એમ એ વત્ બની જઇ, એમાંથી અનેક પ્રકારના સાર ખેંચતા. દિલ્હીનો કિલ્લો અમે જોવા ગયા ત્યારે તેનાં અનેક વિહાર ભૂવનો જોઇ, તે તે સમયના ઇતિહાસમાં પ્રવૃત્ત થઇ એનાં અનેક ચિત્રો અમને આપતા. આગ્રામાં દિવાને—ખાસમાં જે શિલા ઉપર મયૂરાસન રહેતું હતું તે શિલાપર પોતે બેસી, તે આસન ઉપર બેસનાર બાદશાહોનો અને તે સમયની હિન્દની સ્થિતીનો જાણે કેમ પોતે પ્રત્યક્ષ અનુભવ લેતા હોય એમ તેમાં ઊંડા ઉતરી તેનું વર્ણન આપ્યું હતું. ઘણીવારનો આ બધો વ્યવહાર માનસીકજ ચાલતો હતો. બાહ્યદ્રષ્ટિએ તો અમારી સાથે આંટા મારતા હતા અને કોઇ કોઇ સમયે પ્રશ્નોના ઉત્તર આપતા હતા. પરંતુ ક્વચિત્ એમની મુખ-મુદ્રા ઉપરથી

અને બહુ વાર અમે જ્યારે ઉતારે આવી, નીરાંતે એકલા બેસતા ત્યારે પોતાથી સ્વત: એ વિષય છેડી, એનાં એવાંનો ભવ્ય અને રસિક વૃતાન્તો આપતા અને બોધમય નિષ્કર્ષ ખેંચતા, કે એ આનંદમાં કલાકોના કલાક ક્યાં વ્યતિત્ થઇ જતા તે પણ અમારા જાણવામાં રહેતું નહિ.

દિલ્હીના દિવાને-ખાસમાં એક એવી પર્શિયન બેત કોતરેલી છે કે: "પૃથ્વી ઉપર જો કયાંઇ પણ સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અહીં છે." આ બેત રા. બ. પ્રાણજીવનદાસભાઇએ વાંચી સંભળાવી અને તેનો અર્થ પણ કહી બતાવ્યો. આ સાંભળી સ્વર્ગસ્થે કહ્યું કે : કેટલી બધી અતિશયોક્તિ કરીછે! પૃથ્વી ઉપરની ખરી સ્વર્ગભૂમીનો કાશ્મીરજ છે. કોઇ કાળે અહિં કૃત્રિમ શોભા કરી હશે, પરંતુ આજેતો તેનું નામ નિશાનપણ રહ્યું નથી; ત્યારે કાશ્મીર રૂપી કુદરતનો બગીચો—પૃથ્વી ઉપરનું સ્વર્ગ—તો સદા સર્વદા મનુષ્યોને એજ દર્શન દીધાં કરશે." આટલું કહી એ બેત તેના અર્થ સાથે પોતાની નોંધ પોથીમાં લખી લીધી. આ બેત આ લઘુ લેખના મુખ-પૃષ્ટ ઉપર આપેલી છે.

આ પ્રવાસમાં એમણે જે જોયું અને જે અનુભવ્યું તેણે તેના બાકીના જીવન ઉપર બહુ મ્હોટી અસર કરી હતી. દિલ્હી, આગ્રા અને દિગનાં ભૂવનાદિમાં, પાણીના ફુવારા વગેરેની કૃત્રિમ પણ અદભૂત રચના જોઇ તેઓને બહુ આનંદ થયેલો. શીતલતાના દરેક ઉપચ્ચારો એમને બહુ પ્રીય હતા, અને એવે સ્થળે એમને અતિ હર્ષ થતો. કાશ્મીરના પ્ર-

દેશોમાં એક સમયે અમે ચશ્મે-શાહી નામની સુંદર જગા જોવા ગયા હતા. એ ચશ્મો જોઇ તેઓ તેની પાસેજ બેસી ગયા અને એ શીતલ અને સ્ફટિક સમાન્ સ્વચ્છ જલની સાથે બાલચેષ્ટા કરવા લાગ્યા. એજ સ્મૃતિ એમણે પાછળથી 'ગોપીચંદ અને મેનાવતી' નામક પોતાના લખેલા સંવાદમાં તાજી કરી છે. અને મેનાવતી પાસે જે શબ્દો શીતલ જલોપચ્ચાર સંબંધે કહેવડાવ્યા છે તે જ એમની એ સમયની ચેષ્ટા હતી એ મને બહુ સારી રીતે હજુ યાદ આવે છે. આ લઘુ લેખમાં પણ તત્ સંબંધે ઇસારો કરેલો છે. (પૃષ્ટ ૨૧). વળી હરિદ્વારમાં એક સમયે ઉષાકાલમાં અમે સહુ ગંગામાં સ્નાન કરવા ગયા હતા; કાર્તિક માસ હોવાથી ઠંડી બહુ સખ્ત પડતી હતી, ઘણાખરા થરથરતા થરથરતા કીનારે બેસી ન્હાતા હતા, પરંતુ પોતે તો સ્વચ્છ અને શીતલ જલનો જે વિસ્તારવાળો પટ તેના હૃદયને કોઇ અવર્ણનીય આનંદ આપતો હતો તેમાં ન્હાવા માટે, મ્હને હાથથી ઘસરડી આગળને આગળ ચાલ્યા. એમને એ સમયે તરતાં આવડતું નહતું, તો જો કે એ કલા શીખવાની તેને વખતો વખત બહુ હોંશ થઇ આવતી હતી. મ્હને જેમ જેમ અંદર ઉંડાણમાં વધતા જતા જલ પ્રતી ખેંચવા લાગ્યા, તેમ તેમ હું ગભરાવા લાગ્યો. તાણ વધતું ગયું, તે એટલે સુધી કે અમારા બન્નેના પગ સ્થિર ન રહ્યા અને એકાદ ગોથું પણ ખાધું! મ્હેં જોર કરી એમને ખેંચી લીધા; પરંતુ આવે સમયેપણ એઓતો હસતાજ હતા. એમણે મ્હને કહ્યું કે: 'વાહ! કેવી મજાહ! કેવું ટા—ઢું'

પાણી! કેટલું સ્વચ્છ! બહુ ગમ્મત આવી! ભલા, કદાચ થોડું તણાયા હત તો કેવો આનંદ આવત! કેવો અનુભવ થાત!, મ્હારૂં હ્રદયતો થડકતું હતું અને કંઠમાં શ્વાસ પણ સમાતો નહતો.

અહીં દેશમાં આવ્યા પછી પણ એમનો એ શોખ દિવસે દિવસે વધતોજ ગયો. સૃષ્ટિ-લીલાના મનહર દેખાવો જ્યાં જ્યાં હોવાનું તે સાંભળતા, ત્યાં ત્યાં જતા. ગીરના વિશાલ જંગલ માટે એમણે ઘણું સાંભળેલું અને તેથી એક સમયે એવી પણ યોજના કરી કે બહુ શ્રમ વેઠીને એનો પણ કેટલોએક વિભાગ જોઇ આવ્યા. વસંતાદિ ઋતુઓમાં કુદરત જ્યારે તેના પૂર બાહારમાં હોય ત્યારે ઉષાકાળમાં, હજુતો આકાશમાં તારકો ઝગમગતા હોય તેવે સમયે, એક બે મિત્રો અને બે ચાર પરિચારકો સાથે તેઓ અશ્વારૂઢ થઇ બહુ લાંબે સુધી ફરી આવતા; અને તે સમયે સૃષ્ટિ-સૌન્દર્યના ઘડી ઘડી બદલાતા અનેક ભવ્ય દેખાવો જોઇ આનંદ લેતા અને પોતાના હ્રદયમાં ચીતરી રાખતા. સમયે સમયે ઘીટ વૃક્ષોની ઘટા અને પાણીનાં વહેળાંઓને તીરે કે કોઇ સારા રમણીય વન-ઉપવનોમાં ઉજાણી કરવા પણ નીકળી પડતા. આમાં એઓને બહુ આનંદ આવતો. એમણે પોતા પરત્વે ખરૂંજ કહ્યું છે કે:

**"નથી નથી મુજ તત્વો વિશ્વથી મેળ લેતાં!"**
**"હ્રદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે!"**

"જગત્ સહૂ મળે છે ચર્મ ને હાડકાં આ,"
"રહી જગતણી ગ્રન્થી માત્ર આ સ્થૂળ સાથે."

**સ્વર્ગસ્થે** કાશ્મીરમાં માત્ર **સૃષ્ટિ-સૌન્દર્ય**જ જોયું છે અને વર્ણવ્યું છે એમ નથી. એમને એ પ્રસંગે ઘણી ઘણી બાબતો ઉપર વિચાર આવ્યા છે: રાજાઓ કેવા હોવા જોઇએ, અમલદારો કેવા હોવા જોઇએ, પ્રજાનું લાલન પાલન કેવી રીતે થવું જોઇએ, હિન્દની અવનતિનાં મૂખ્ય કારણો શું છે, ઉન્નતિ શી રીતે થઈ શકે, આર્યોની ધર્મ ભાવના અને કુલ-મર્યાદા કેવી હતી, મનુષ્યોને કેવી કેળવણી મળવી જોઇએ વગેરે વગેરે અનેક મહત્વના વિષયો ઉપર એમણે પોતાના ઉછરતા પરંતુ પક્વ બુદ્ધિને શોભા આપે તેવા વિચારો આ લઘુ લેખમાં અત્રતત્ર થોડા ઘણા આપ્યા છે. **રા. ભાઇ** શ્રી **ચન્દ્રશંકરે** પોતે લખેલા ઉપોદ્ઘાતમાં આનાં કેટલાંએક ઉદાહરણો બહુ સારી રીતે આપેલા છે એટલે અહીં પુનરૂક્તિ કરવી એ ઉચિત્ત નથી. એટલુંજ કહેવું બસ થશે, કે **સ્વર્ગ-સ્થની** માનસીક **સૃષ્ટિનું** પ્રથમ દર્શન આ લઘુ લેખમાં થાય છે; આ પ્રવાસે એમની ભવિષ્યની જીંદગી ઉપર બહુ અસર કરી છે; ખરૂં કહીયે તો એમની જીંદગીનો સ્વતંત્ર પાયો અહીંથીજ નંખાયો છે. કેમકે, આ લઘુ લેખમાં જેમ અત્રતત્ર –સર્વત્ર જોવામાં આવે છે તેમ **સ્વર્ગસ્થે સૃષ્ટિ-સૌન્દર્ય** સાથે જન સ્વભાવનું અને જગતના માનસીક ઇતિહાસનું નિરીક્ષણ કરવાનું અહીંથીજ શરૂ કરેલું છે અને તે પછી એવા પ્ર-

સંગો મેળવવાની કોઇપણ તક ખાલી જવા દીધી નથી એમ બહુ વાર પરિચિત્ જનોએ અનુભવ્યું છે.

આ લઘુ લેખ લખતી વખતે સ્વર્ગસ્થે સ્વપ્ને પણ ધારેલું ન હતું કે, એ આમ પુસ્તકના રૂપમાં અથવાતો કોઇ બીજી રીતે પ્રસિદ્ધ કરવામાં આવશે. રા. જોશી માસ્તર કે જેઓ આ કાશ્મીરના પ્રવાસના નિમિત્તરૂપ હતા, તેના આગ્રહથી તેમના ઉપર પોતે જે કંઇ જોયું અને અનુભવ્યું તે પત્રે દ્વારા લખી મોકલ્યું. એ પત્રોનો સંગ્રહ તેજ આ પુસ્તક. સ્વર્ગસ્થે જ્યારે પોતાના પત્રો આવા સ્વરૂપમાં જોયા ત્યારે તેને આશ્ચર્ય થયું.

આ સ્થળે વાંચકવર્ગને એક બીજી પણ મૂદ્દાની વાત કહેવાનું પ્રાપ્ત થાય છે: સ્વર્ગસ્થ કલાપીના અત્યાર સુધીમાં જેટલા લેખો પ્રસિદ્ધ થયા છે તે સર્વ એવીજ રીતિએ થયા છે. કોઇ નહિ ને કોઇ હેતુ ને ઉદ્દેશી પોતાના મિત્રોને કે કોઇ પરિચિત્ વ્યક્તિને પોતાનું હૃદય જણાવવામાટે જે કાંઇ એમણે લખ્યું તે આમ લેખોના રૂપમાં પ્રસિદ્ધિમાં મૂકવામાં આવ્યું. કેટલુંએક એમની હયાતીમાં અને કેટલુંએક ત્યાર પછી. પરંતુ જાણવા જેવું એ છે કે એ સર્વ એમના પ્રથમ સુ-સ્વદ્દા ( first drafts ) રૂપજ છે. પ્રસ્તુત લેખ પ્રસિદ્ધ થયા પછી એમને લાગ્યું કે એ બહુ અંશે અપૂર્ણ છે; એટલુંજ નહિ પણ હજુ એમાં ઘણું વિશેષ ઉમેરવા જેવું રહી જાય છે અને તેથી એ કાર્ય તેણે હાથમાં લીધું. સ્વર્ગસ્થના સતત્ પરિચયમાં રહેલા શાસ્ત્રીજી એ પ્રસંગમાં મ્હને લખેછે કે:

"બીજું કાશ્મીરના પ્રવાસની મૂળ પ્રત—લખેલી અને"
"એક પ્રત છપાએલી–બન્ને સુધારવા માટે કૃપાળુ ઠાકોર"
"સાહેબે આગળ મને આપેલી હતી, જે એમનીએમ મારી"
"પાસે પડી છે. મને યાદ ન હતી. આપને હવે તો શું"
"ઉપયોગી થાય ? પરંતુ છપાએલી પ્રત છે તે મણીભાઈ"
"નભુભાઇએ સુધારી હતી તે છે, અને તેમણે તેમાં સુધારતાં"
"કેટલીએક ન્હાની ન્હાની સુચનાઓ કરેલી ઇંગ્રેજીમાં છે."
"જો આપને કામ લાગે તો મોકલી આપું."

આ બન્ને પ્રતો મ્હેં મંગાવી લીધી છે અને હાલ મ્હારી પાસે છે. આ સિવાય રા. જોશી માસ્તર ઉપર મોકલેલા પત્રો પણ એમણે મ્હને કૃપા કરી આપેલા છે, જે માટે એમનો હું આભારી છું.

સ્વર્ગસ્થના જે ત્રણ લેખો સસ્તા સાહિત્ય તરફથી પ્રસિદ્ધિમાં મૂકાએલા છે તેને અંગે પણ એમજ બન્યું છે એમ કહી શકાય. સ્વર્ગસ્થને બરાબર સમજવાને તેમના સઘળા

**રા. રા. મણિશંકર રતનજી ભટ્ટે** હાલમાં '**માલા અને** મુદ્રિકા' એ નામનું **શ્રી** કલાપી વિરચિત નૉવેલ છપાવ્યાનું સાંભળ્યું છે. આવે નામે સ્વર્ગસ્થે કોઇ નૉવેલ લખ્યું હોય એ મ્હારા જાણવામાં તો આથી જ આવ્યું. 'કાન્તનો દિનચર્યા લેખ' એવા મથાળા નીચે સ્વર્ગસ્થે થોડું લખેલું છે અને તેને **રા. રા. મણિશંકરે** ઉપરોક્ત નામથી પ્રસિદ્ધ કર્યું હોય તો એ એક જૂદી વાત છે પુસ્તક જોયા પછી એ સમ્બન્ધમાં વિશેષ કહી શકાય.

**વિદેહ-કૈવલ્ય મણિલાલ નભુભાઇએ** પ્રસ્તુત લેખ **સ્વ**ર્ગસ્થ કલાપીની ઇચ્છાથી તપાસી જે કંઇ સૂચનાઓ કરી છે તે માંહેલી કેટલીએક અત્ર આપવાથી તત્ સંબન્ધે વિશેષ જાણવામાં આવશે, અને તેથી એ પણ પરિશિષ્ટ બીજા તરીકે છેવટ આપેલ છે.

આ લઘુ લેખ પ્રસિદ્ધિમાં મૂકતાં બહુ લંબાણ થયું છે. **સ્વ**ર્ગસ્થનું સાહિત્ય જ્યાં ત્યાં એવી સ્થિતિમાં વિખરાએલું પડેલું છે, કે તે મેળવતાં દિવસોના દિવસ ચાલ્યા જાય છે. જેઓ **સ્વ**ર્ગસ્થના સર્વ વ્યવહારથી પરિચિત્ નથી તેને આ ખ્યાલ આવે તેમ નથી. પરંતુ એ વાત જેના જાણવામાં છે તેને જ્યાં સુધી અમૂક લેખને લગતી સર્વ સામગ્રી ઉપલબ્ધ ન થાય ત્યાંસુધી એ લેખ પ્રસિદ્ધ કરવાનું યોગ્ય ન લાગે એ સ્વાભાવિક છે.

કાશ્મીરના પ્રવાસ દરમીયાન અને ત્યારબાદ તુરતમાં

કેટલાંક કાવ્યો પણ શ્રી કલાપીએ લખેલાં છે અને તે 'કલાપીનો કેકારવ' એ નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થયાં નથી. આવાં સર્વ કાવ્યો હસ્તગત કરી આ લેખમાં મૂકવા ધારણા હતી, પરંતુ હજુસુધી બધાં મળી શકયાં નથી. જે મળ્યાં છે તેમાંથી નમૂના તરીકે માત્ર થોડાં આ લેખને છેડે પરિશિષ્ટ પહેલા તરીકે આપવા ધારેલાં, પરંતુ આ પુસ્તકનું કદ ધાર્યા કરતાં વધી જવાથી હવેપછીના આ ગ્રન્થાવલિના અંકમાં આપવામાં આવશે.

આવા સંયોગો વચ્ચે જે વિલંબ થયેલ છે તે માટે વાંચક વર્ગની ક્ષમા ચાહું છું. હવે પછીના અંકો બનતી ત્વરાએ પ્રસિદ્ધ કરવા ધારણા છે.

સ્વર્ગસ્થના આંતર્ સંસ્કારનું આટલું દિગદર્શન કરાવવાનો હેતુ એટલોજ છે, કે એથી કરી વાંચક વર્ગને લેખનો મર્મ સારી રીતે સમજાય. સૃષ્ટિ-લીલાનો પરોક્ષ કે અપરોક્ષ અનુભવ કરવામાંજ એમણે પોતાનું જીવન ગાળ્યું છે. વ્યવહારીક વિષયોમાંતો એમની વૃત્તિઓ છેવટ સુધી ઉપરામ પામેલી રહી હતી. કાં તો સૃષ્ટિ-સૌન્દર્ય પ્રત્યક્ષ નિહાળવું અથવા જ્યારે એનો અભાવ હોય ત્યારે એ ખામી પુસ્તકોથી પૂરી પાડવી એજ એમની ટેવ હતી; અને એજ એમની ઇચ્છા હતી. એક સ્થળે લખે છે કે:

**“ભગીશ નહિ હવે હું મિત્ર, સ્ત્રી, બાલકોથી,”**
**“જીવીશ, બની શકે તો, એકલાં પુસ્તકોથી.”**

કાશ્મીરનો પ્રવાસ પુનઃ એકાદવાર કરવા **સ્વર્ગસ્થની** પ્રબલ ઇચ્છા હતી એમ વાંચકવર્ગ સારી રીતે જોઇ શકેલ હશે. પરંતુ ઇશ્વર ઇચ્છા એથી કંઇ જૂદીજ હતી એ સિદ્ધ થયું. જો **શ્રી** કલાપીની એ ઉત્કટ ઇચ્છા પાર પડી હત તો **સાહિત્યને** કેટલો બધો લાભ મળત તે હવેતો માત્ર અટકળી લેવાનુંજ છે.

**રા. ભાઇ** શ્રી **ચન્દ્રશંકરે** આ લઘુ લેખનો ઉપોદ્ઘાત મ્હારી વિનતિ ઉપરથી લખી મ્હને બહુ ઉપકૃત કર્યો છે એક રીતે જોતાં લેખક પ્રત્યેનો એમનો પ્રેમ એ ઉપોદ્ઘાતમાં ઝળકી રહે છે. કેમકે આ લઘુ લેખ તેમાં સમાએલા વસ્તુથી જેટલો આકર્ષક છે તેના કરતાં સહસ્ત્રગણો વિશેષ આદરણીય તેના ઉત્પાદકને લઇને છે. **સ્વર્ગસ્થનો** આ પહેલોજ પ્રયાસ છે; **સ્વર્ગસ્થની** પ્રગતીનું આ બીજક છે કે જેમાંથી શાખા પ્રશાખા યુક્ત સપત્રપુષ્પફલાદિ સમ્પત્તિ પ્રસરી રહી છે. આ સર્વ **રા. ભાઇ** શ્રી **ચન્દ્રશંકરે** અંતિમ વિભાગમાં સહૃદયત્વથી પ્રતિપાદન કરેલું છે અને તેને લીધે આ લેખ વાંચતાં વિશેષ આનંદ આવશે. આતું માન સર્વાંશે **રા. ભાઇ** શ્રી **ચન્દ્રશંકરને** ઘટે છે.

મ્હારા કનિષ્ટ બન્ધૂ 'લલિતે'—**રા. ભાઈ** શ્રી **જન્મશંકર માહાશંકર બુચે**—આ લેખનાં પ્રુફશીટસ સુધારવામાં મ્હને મદદ આપી ઉભય રીતે ફર્જ અદા કરી છે. આ વાત અહીં સપ્રેમ મૂકતાં આનંદ થાય છે.

આ ગ્રન્થાવલિના અન્ય વિભાગોના ઉપોદ્ઘાત લખવાની

મ્હેં જૂદા જૂદા સાહિત્ય પ્રેમીઓને વિજ્ઞપ્તિ કરેલી છે જે પણ ફલિભૂત થશે એમાં મ્હને સંદેહ નથી. એઓ સર્વ તરફથી મ્હારી વિનતિનો સ્વિકાર થયો છે એટલીજ વાત મ્હારે એ સર્વનો ઉપકાર માનવાને પૂરતી છે.

છેવટતો એટલુંજ કહેવાનું છે કે: **શ્રી** કલાપીનું જીવન અદ્ભૂતાશ્ચર્યરૂપ છે, એને સમજતાં બહુ સમય વીતશે. અત્યારે તો એનાં છિન્ન ભિન્ન સાહિત્યમાંથી જેને જેટલું મળ્યું અને ફાવ્યું તેટલું લઇ રૂચતો અર્થ કરી, ક્વચિત્ ઉભયને હાની અને ક્વચિત્ ઉભયને શોભા મળે તેવું થયે જાય છે. જેણે આર્દ્રતાથી જનહૃદયને આર્દ્ર બનાવેલાં છે, જેણે સૃષ્ટિનાં મહાન્ સત્યો રસ પ્રપૂર્ણતાથી બતાવેલાં છે અને જેની માનસીક સૃષ્ટિમાં પિન્ડ-બ્રહ્માન્ડ ઐક્યનું **'અનાલાપી ગાન'** મધૂરૂં મધૂરૂં પ્રસરતું જતું હતું, એવા એક **બાલ-યોગીનો** આશય સર્વાંશે પરિપૂર્ણ થાય, એ મહાન્ સૂર બસૂરીલો ન થાય અને ગુજરાતને ધીમે ધીમે એનો સર્વથા લાભ મળે એવી ઉત્કટ જીજ્ઞાસા સાથે, ઉપરોક્ત સૂત્રાંતરગત રહસ્યને એજ સૂરની મધૂરી કેકામાં અત્ર ઉતારી કૃતકૃત્ય થાઉં છું. અસ્તુ.

**શ્રી સુદામાપુરી.**<br>**પોરબંદર.** } વિ. રૂપશંકર ઉદયશંકર ઓઝા.

**ભાદ્રપદ પૂર્ણિમા, ૧૯૬૮.**

× × × ×

" ઘડી છોડીદેને ધડમથલ તારા જગતની "
" જરા જા આજે તો નિર્જન મહા જંગલ મહીં ;"
" તરૂ પક્ષિમાંથી જરૂર મળશે કાંઇ કીમિયા, "
" જશે અન્ધાપો આ તુજ હૃદયનો ત્યાં વિરહતાં. "

× × × ×

# ઉપોદ્ઘાત.

"ન્હાનકડા પુસ્તકને વળી ઉપોદ્ઘાત શો?" પ્રશ્ન સ્વાભાવિક છે. ઉત્તર પણ ટૂંકો છે. કલાપીના એક નિકટ સ્નેહી રા. રૂપશંકર ઉદયશંકર ઓઝાએ કલાપીના લેખોને ગ્રન્થાવલિના રૂપમાં પ્રકટ કરવાનું સ્નેહકૃત્ય આદર્યું છે. તે આવલિનાં પૃથક્ પૃથક્ પુસ્તકોના ઉપોદ્ઘાત પૃથક્ પૃથક્ લેખકો પાસે લખાવવાની યોજના તે ભાઇએ કરી છે. આથી એક સારી ગ્રન્થાવલિ ઉપરાંત વિવિધ દૃષ્ટિઓથી કલાપીની કૃતિઓને તપાસનાર ઉપોદ્ઘાતમાલાનો લાભ પણ ગુજરાતને મળશે, અને ત્હેનું માન રા. રૂપશંકરનેજ ઘટે છે. તે યોજનાને અંગે "કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન" એ પુસ્તકનો ઉપોદ્ઘાત લખવાનું કાર્ય મ્હને સોંપવામાં આવ્યું છે. માથા કરતાં પાઘડી મ્હોટી ન થઇ જાય એ શાણપણનું પ્રમાણસૂત્ર ધ્યાનમાં રાખી, લઘુ પુસ્તકનો ઉપોદ્ઘાત લઘુ જ રાખ્યો છે. પ્રકાશકની સૂચનાને અનુસરી, ઉપોદ્ઘાતનું સ્વરૂપ મુખ્યાંશે વિવેચનાત્મક રાખ્યું છે.

ગુજરાતના ન્હાના વાંચકવિશ્વમાં કલાપી વધારે ને વધારે વિખ્યાત થતા જાય છે, અને તેથી ત્હેમની વ્યક્તિ ( Personality ) અને ત્હેમની કૃતિ ( Work ) એ બન્નેના સંબન્ધમાં વધારે ને વધારે માહીતીની માગણી થાય એ સ્વાભાવિક છે. કાઠિયાવાડની કઠિન ભૂમિમાં કલાપી જેવું કુમળું કુસુમ ક્યાંથી? દેશી રાજ્યોના પ્રપંચમય વાતાવરણમાં

સુરસિંહજી જેવા સાદા અને સીધા સાધુજન ક્યાંથી? સ્વાર્થ-મય પરિસ્થિતિમાં આવો સ્નેહમય આત્મા ક્યાંથી? ભોગ વૈભવની ભૂમિમાં આવો સાહિત્યપ્રેમ ક્યાંથી?—આ અને આવા અનેક પ્રશ્નો કલાપીની વ્યક્તિના સંબન્ધમાં ઉદ્દ્ભવે છે. કલાપીના જીવનની રજુ થયેલી રૂપરેખાઓ આછી છે, અને ત્હેમના જીવન વિષેની અફવાઓ વિચિત્ર છે. એટલે ત્હેમની વ્યક્તિ સાચા સ્વરૂપમાં હજી ગુજરાતને પૂરેપૂરી પરિચિત નથી. "**કલાપીના કેકારવ**"ની પ્રસિદ્ધિથી રા. કાન્તે કલાપીની કૃતિને વધારે પરિચિત બનાવી છે અને રા. રૂપશંકરની યોજના ત્હેને હજીપણ વધારે પરિચિત બનાવશે એવી આશા છે. એમ કહેવાય છે કે અર્વાચીન ગુજરાતી કવિઓમાંથી કોઈની કવિતાઓ વધારેમાં વધારે વંચાતી હોય તો તે કલાપીની છે. "**કલાપીનો કેકારવ**" એ કાવ્યસંગ્રહની દ્વિતીય આવૃત્તિ ગુજરાતમાં આટલા ટૂંકા સમયમાં થઇ એ કલાપીના કાવ્યોની લોકપ્રિયતાનું પ્રબલ પ્રમાણ છે. કલાપીનાં કાવ્યો વિષે જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ દર્શાવનાર ચર્ચાઓ પણ માસિક ત્રૈમાસિકોમાં પ્રકટ થયે જાય છે. "કલાપી સ્નેહી કે કવિ"?—એ ચર્ચાનો મુદ્દો રા. કાન્તે ઉભો કર્યો છે. જેમ જેમ કલાપીનાં કાવ્યોનો અભ્યાસ વિશેષ થતો જશે તેમ તેમ નવા મુદ્દા ચર્ચા માટે રજુ થતા જશે. હાલના ગુજરાતી વાંચકોમાં કલાપીની કવિતા આટલી બધી લોકપ્રિય કેમ થઇ હશે? માનવજીવનના સનાતન પ્રશ્નો તેમજ ભારત વર્ષના અર્વાચીન પ્રશ્નો ઉપર કલાપીની કવિતા શો પ્રકાશ નાંખે

છે ? કલાપીનો સ્નેહજીવનનો ખ્યાલ કેટલે અંશે સત્ય અને સમાજહિતની દૃષ્ટિથી સલામત છે ? અર્વાચીન તેમજ પ્રાચીન ગુજરાતી કવિઓમાં કલાપીનું સ્થાન શું ? અન્ય ભાષાઓના સાહિત્યમાં કલાપીના પ્રકારના કવિઓ સાથેની ત્હેમની તુલનાનું ફલ શું આવે ? કલાપીની કવિતાનાં સારાં નરસાં લક્ષણો શાં છે ? આવા આવા અનેક પ્રશ્નો ચર્ચા માટે તૈયાર છે. वादे वादे जायते तत्वबोधः—એ વચનમાં વિશ્વાસવાળા ભલે પેટ ભરીને ચર્ચા કરે ; " કાવ્યોની અને સ્નેહની વળી ચર્ચા શી " ? એમ પૂછનારા ભયે ચર્ચાથી અભડાઇ દૂર ઉભા રહે. તે બન્નેથી આ લઘુ લેખનો પ્રદેશ જુદો છે, એટલે કલાપી વિષેની ચર્ચાઓના કેટલાક મુદ્દાઓનો ઇશારો માત્ર કરી, પ્રસ્તુત પ્રદેશમાં પ્રવેશ કરવો એ વધારે યોગ્ય છે.

કલાપીએ માત્ર કાવ્યો જ લખ્યાં છે એમ નથી. ત્હેમણે કેટલાક સારા ગદ્યલેખો પણ લખ્યાછે. " કાશ્મીરનો પ્રવાસ " એ એક ગદ્ય લેખ છે. કલાપીના ગદ્ય લેખોમાં " કાશ્મીરના પ્રવાસનું સ્થાન શું ? એ પ્રશ્ન ચર્ચવા જેટલાં સાધનો રજુ થવાં હજી બાકી છે. આપણા પ્રવાસ સાહિત્યમાં " કાશ્મીરના પ્રવાસ " નું સ્થાન શું ?—એ પ્રશ્ન પણ આપણે અત્ર ચર્ચીશું નહિ. અત્ર તો માત્ર " કાશ્મીરના પ્રવાસ " વિશેજ લખીશું. તીર્થયાત્રાના ધાર્મિક નિમિત્તે તેમ વ્યાપારના વ્યાવહારિક નિમિત્તે આપણા લોકો પૂર્વે પ્રવાસ તો કરતા જ હતા, પરન્તુ ત્હેનાં સ્થાયી સ્મરણચિન્હો સાહિત્યમાં બહુ ઉતર્યાં નથી. જે સ્વરૂપમાં અંગ્રેજી ભાષામાં પ્રવાસ સાહિત્ય ( (Literature

of Travel ) વિસ્તૃત થયું છે, અને જે ઉપરથી ગુજરાતીમાં પ્રવાસ સાહિત્ય ઉભું થતું જાય છે તે સ્વરૂપનું સાહિત્ય આપણામાં પૂર્વે હોય એમ જાણમાં નથી. જીવનની સર્વ દિશાઓ સાહિત્યના સ્થાયી સ્વરૂપમાં સંક્રાન્ત થવી જોઇએ એ ખ્યાલ આગળ ઉપર હાલના જેટલો સ્પષ્ટ ભાગ્યે હશે. લોકજીવન અને સાહિત્યનો યથાર્થ સંબન્ધ સ્વીકારાયા વિના સાહિત્ય સર્વતઃ સમૃદ્ધ થવાનો સંભવ ઓછો છે. પ્રવાસ સાહિત્યના બે પ્રકાર હોઇ શકે: (૧) કાલ્પનિક, અને (૨) વાસ્તવિક. વર્ણનશક્તિનો ચમત્કાર દર્શાવવા અથવા ઉપયોગી જ્ઞાન આપવા એક પ્રવાસની કલ્પના કરી જે વૃત્તાન્ત આપવામાં આવે તે કાલ્પનિક પ્રકાર; ખરેખરા પ્રવાસનો જે વૃત્તાન્ત આપવામાં આવે તે વાસ્તવિક પ્રકાર. " કાશ્મીરનો પ્રવાસ " એ સુરસિંહજીએ જાતે પોતાના કેટલાક સ્નેહીઓની સાથે કરેલા પ્રવાસનો વૃત્તાન્ત હોવાથી ત્હેનો વાસ્તવિક પ્રકારમાં સમાવેશ થાય. ન્હાના મ્હોટા લેખો દ્વારા આવું પ્રવાસ-સાહિત્ય આપણામાં ધીમે ધીમે ઉભું થતું જાય છે એ બહુ આનન્દની વાત છે. પ્રવાસ સાહિત્યનાં ત્રણ અંગો હોઇ શકે: (૧) **વૃત્તાન્ત કથન** ( Narration ), અર્થાત્ પ્રવાસનો ક્રમસર વૃત્તાન્ત આપવો તે; (૨) **દૃશ્ય વર્ણન** ( Description ) અર્થાત્ જોવા જેવા દેખાવોનું વર્ણન કરવું તે; અને (૩) **પ્રાસંગિક વિચાર નિવેદન** ( Reflection ) અર્થાત્ પ્રવાસ દરમ્યાન જુદે જુદે પ્રસંગે ઉદ્ભવેલા વિચારો દર્શાવવા તે. જેમ પ્રવાસની ભૂમિકા ઉંચી, જેમ પ્રવાસીનો

ક્રમ અને પ્રવાસીના અનુભવો આકર્ષક, જેમ જોવા જેવા દેખાવો મનોહર, જેમ ત્હેના વિચારો બોધદાયક તેમ તે પ્રવાસપુસ્તકની મહત્તા વિશેષ. અત્ર સુરસિંહજી જેવો રસિક રાજવી પ્રવાસી છે, અને કાશ્મીર જેવો દિવ્ય દેશ દૃશ્ય છે. તોપછી શો સંભવ વાંચનારનો શ્રમ અફળ જવાનો ?

ઉપર કહેલાં ત્રણ અંગોનું આલેખન કલાપીએ કેવી રીતે કર્યું તે આપણે પૃથક્ પૃથક્ તપાસીશું. પ્રથમ વૃત્તાન્ત કથનનું અંગ લઇએ. કાશ્મીરના પ્રવાસનો વૃત્તાન્ત પોતાના શિક્ષકના ઉપર લખાયેલા પત્રના રૂપમાં રજુ થયો છે આ રૂપથી કેટલાંક એવાં અંગત તત્ત્વો દાખલ થઇ શક્યાં છે કે જે કેવલ બ્હારના જ વાંચકો માટે લખાયલા વૃત્તાન્તમાં ભાગ્યે આવી શકત. અંગત તત્ત્વો યોગ્ય પ્રમાણમાં હોયતો પ્રવાસ પુસ્તક વધારે રસ ભર્યું લાગે એ સ્પષ્ટ છે. મનુષ્યને મનુષ્યના અનુભવકથનમાં કંઇક ઓર જ રસ પડે છે. કલાપીએ આપેલા વૃત્તાન્તમાં અંગત તત્ત્વો બહુ યોગ્ય પ્રમાણમાં છે. નથી તે એવા પ્રકારનાં અથવા એટલા અંશમાં કે જેથી ત્હેમના અંગત સ્નેહીઓને જ ત્હેમાં રસ પડે ; કે નથી તે એટલાં ઓછાં કે વ્યક્તિત્વહીન શુષ્ક વર્ણન જેવું લાગે. અંગત તત્ત્વોનું યોગ્ય પ્રમાણ જાળવવામાં કલાપીની વૃત્તાન્ત કથનની કલા સમાઇ છે. જતી અને આવતી વખતના વૃત્તાન્તોમાં પુનરુક્તિ ન થાય એ બાબત ઉપર ગયેલું કલાપીનું લક્ષ ત્હેમનું રસિકત્વ સૂચવે છે, પરન્તુ તે પુનરુક્તિના દોષમાંથી મુક્ત થવા માટે ત્હેમણે લીધેલો માર્ગ જરા કૃત્રિમ લાગી

જાય છે. સમગ્ર પ્રવાસનો વૃત્તાન્ત વાંચકથી બરાબર અનુસરી શકાય તેટલા માટે તે ક્રમસર લખાવો જોઇએ. આ ક્રમ કલાપીએ ઘણી સારી રીતે સાચવ્યો છે, અને તેથી વાંચક પણ લેખકની સાથે પ્રવાસ કરતો હોય એમ લાગી જાય છે. કલાપીના મંડલના અનુભવોમાં કાંઇ ખાસ ચમત્કાર નથી; પરન્તુ સાદા અનુભવો સાદા રૂપમાં રજુ થયા છતાં વાંચકનો રસ કાયમ રહે છે એ જ લેખકની કલા છે. એકંદરે આખા પ્રવાસનો વૃત્તાન્ત એવી રીતે લખાયો છે કે જેથી વાસ્તવિક પ્રવાસનું યથાસ્થિત ચિત્ર આલેખાય, જેથી સામાન્ય વાંચકને તે પ્રવાસનો રસ ભર્યો ખ્યાલ આવે, અને જેથી કાશ્મીરનો પ્રવાસ કરવા ઇચ્છનારને માર્ગ દર્શક સૂચનાઓ મળે. આ ત્રણે વસ્તુ સાચવવામાં અને પુસ્તકને નવલકથા જેવું રસમય બનાવવામાં વૃત્તાન્ત નિવેદનની સફલતા કલાપીએ દર્શાવી છે. કાશ્મીરના લોકો કેવા છે, ત્હેમના આચાર વિચારો કેવા છે વગેરે હકીકત આ પુસ્તકમાંથી સારી રીતે મળી શકે તેમ છે.

હવે અંગ લઇએ દૃશ્ય વર્ણનનું. વાંચનાર ! સૃષ્ટિ લીલા જોઇ ત્હારૂં હૃદય અગમ્ય ભાવોથી કદી ઉભરાયું છે? તે ભાવો ત્હારા સહૃદય સ્નેહીને જણાવવા ત્હેં કદાપી પ્રયાસ કર્યો છે? તો જ સમજી શકશે તું કઠિનતા વર્ણનોની. સૃષ્ટિ લીલાના સામાન્ય દેખાવોથી તરવરી રહેતા સામાન્ય હૃદયના ભાવો પણ જો કવિની લેખિની કે ચિત્રકારની પીંછી પૂરી રીતે મૂર્તિમંત કરી શક્તી નથી, તો શો સંભવ સ્વર્ગરૂપ કાશ્મીરનાં દિવ્ય દૃશ્યોનાં તાદૃશ વર્ણનોનો? ક્યાં એ સ્વર્ગીય

રમ્યતા અને ભવ્યતા અને ક્યાં માનવકૃત કૃત્રિમ શબ્દચિત્રો! એવા દિવ્ય દૃશ્યો દેખતાં કયો રસિક નથી અનુભવતો કે

"સ્તબ્ધ ક્ષણમાં, ક્ષુબ્ધ ક્ષણમાં હૃદય મુજ થઇ જાય છે,
સમજું નહીં,–સમજું નહીં,–અન્તરમહીં કંઇ થાય છે.

× × × ×

જે જે અનુભવ થાય છે, ઉરમાં સહુ શમી જાય તે,
ના દિવ્ય દૃશ્યો દેખતાં આ દિલ લેશ ધરાય છે;
બસ એમ ચાહે દિલ કે—જોયાં કરૂં, જોયાં કરૂં,
જોયાં કરૂં, મોહ્યાં કરૂં,—ઝીણું ઝીણું ગાયાં કરૂં?"

અને કયા રસિક જનના હૃદયમાં નથી ઉદ્ભવતો એ અશક્તિનો અસંતોષ કે

"સમજું નહીં જો બન્ધુ! તો સમજાવી કેમ શકાય એ?
જાતે જ જે સમજે ન તે શું અન્યને સમજાવશે?
દિલ બ્હાર નીકળવા ચહે—પણ દ્વાર તો જડતાં નથી;
પ્રભુ! જો દીધી ત્હેં લાગણી તો વાણી કાં દીધી નહીં?"

અનન્તને શબ્દોમાં સાન્ત બનાવવાના યત્નો અપૂર્ણ જ રહેવાના, અને એ અપૂર્ણતાની નમ્ર બુદ્ધિમાં જ રસિકજનની મહત્તા છે. કલાપીએ એ નમ્રતા દાખવી છે, અને તે જ ત્હેમની રસિકતા સ્પષ્ટ કરે છે. અનન્તતાનું ભાન માનવના

અભિમાનને મૂકાવે છે. ડાળ સરોવર (પૃ. ૧૬-૨૦), સૂર્યાસ્ત (પૃ. ૨૪-૨૫), પ્રભાતવર્ણન (પૃ. ૨૯-૩૦), શંકરાચાર્યના દેવાલય પાસેથી દૃશ્યદર્શન (પૃ. ૩૩-૩૪), જેલમનદીનો પ્રચંડ પ્રવાહ (પૃ ૫૪-૫૫), ઉરીથી ગરી સુધીનો રસ્તો (પૃ. ૬૩-૬૪), મેઘવૃષ્ટિ (પૃ. ૭૮-૮૧) વગેરે દૃશ્યવર્ણનના વિષયો છે. આ સર્વ દૃશ્યોને વર્ણવવામાં કલાપીની અવલોકન શક્તિ તથા આલેખનશક્તિની સમર્થતા જણાય છે. આ દૃશ્ય વર્ણનો વર્ણનશક્તિના ઉત્તમ નમુનાઓ છે એમ કહેવું એ તો કલાપીના ભક્તજન માટે પણ અત્યુક્તિ કહેવાય; પરન્તુ એ કલાપીની રસિકતાની અને કલાની ઉચ્ચતા દર્શાવે છે એ તો સ્પષ્ટ છે. દૃશ્યનું સાંગોપાંગ ચિત્ર તાદૃશ રીતે વાંચકનાં કલ્પનાચક્ષુ સમક્ષ મૂર્તિમંત કરવું એ વર્ણનકળાની સફળતા છે. આવી સફળતાની ઉંચી પંક્તિમાં કલાપીનાં વર્ણનો આવી શકે એમ છે. જગતને જલમય બનાવી દેનારી મેઘવૃષ્ટિ અને જેલમ માતાનો પ્રચંડ પ્રવાહ વાંચનારની કલ્પના ઉપર શું અમર સંસ્કાર નથી પાડતાં? દૃશ્યના સમગ્રવર્ણનમાં કલાપી જેટલે અંશે સફળ થાય છે તે કરતાં વધારે અંશે સબળ દૃશ્યોની મુખ્ય મુખ્ય ખુબીઓ તરફ લક્ષ ખેંચવામાં અને મનોહર અલંકારો યોજવામાં થાય છે. બેશક, કેટલેક સ્થાને અલંકારોનો આડંબર સ્હેજ અનાવશ્યક લાગે છે, છતાં એકંદરે અલંકારો વર્ણનોની આકર્ષકતામાં વૃદ્ધિ કરે એવા છે. કેટલીક ઉપમાઓ તો અત્યંત મનોહર અને અપૂર્વ લાગે છે. અલંકારો માટે ઇતિહાસપુરાણનો આશ્રય કલાપીએ વારંવાર લીધો છે. તે-

ત્રણ દૃષ્ટિથી તપાસી શકાય : (૧) વિચારનિવેદનના વિષયોની પસંદગી કેવી છે? (૨) પસંદ કરેલા વિષયો વિષેના વિચારોની નિવેદનપદ્ધતિ કેવી છે? અને (૩) તે વિચારો સ્વયમેવ કેવા પ્રકારના છે? પસંદ કરેલા વિષયોમાંથી કેટલાક ઉપર આપેલા છે. વધારે અવલોકનશક્તિવાળાને અને વધારે વિચારશીલ પ્રવાસીને સંખ્યામાં આથી વધારે અને ભૂમિકામાં વિશેષ ઉચ્ચ વિષયો મળી આવત એમ કદાચિત્ કોઇને લાગશે; પરન્તુ જે વિષયો પસંદ કરવામાં આવ્યા છે તે મ્હોટે ભાગે ઉચ્ચ પ્રકારના છે એ તો સ્પષ્ટ જ છે. પસંદ કરાયેલા વિષયોની પ્રસ્તુતતા ( Relevancy ) લેખકની ઔચિત્યબુદ્ધિની સાક્ષી પૂરે છે. જ્યાં ને ત્યાં વિચારનિવેદનનો આડંબર કરવો અથવા જ્યાં ને ત્યાં બોધ આપવા મંડી જવું એ ઔચિત્યબુદ્ધિની અને કલાની ન્યૂનતા સૂચવે છે. કલાપી એ ન્યૂનતાના ભોગ નથી બન્યા એ એમને ઓછું માનપ્રદ નથી. કલાપીનાં વિચારનિવેદનોમાં શુષ્ક પીંજણ ( Dry Moralising ) માટેની અરસિક ઉત્કંઠા નથી; તેમ નથી તે વિચારનિવેદનના વિષયોની પસંદગીમાં કોઇ પ્રકારની કૃત્રિમતા. પસંદ કરાયેલા વિષયો વિષેના વિચારો નિવેદન કરવાની પદ્ધતિપણ સારી અને લાગણી ઉત્પન્ન કરે તેવી છે. હિન્દુસ્તાનના હુન્નરઉદ્યોગો વિષેના ત્હેમના ઉભરામાં શું ત્હેમની ઉત્કટ લાગણી છલબલતી નથી? શ્રીનગરની સ્થિતિનું વર્ણન વાંચતાં વાંચનારનાં હૃદયો શું શોકમાં ગરકાવ થઇ જતાં નથી? વાંચનારના હૃદયના મર્મભાગોને સ્પર્શવું અને પોતાની લાગણી ત્હેમનામાં

સંક્રાન્ત કરી દેવી એ જો વિચારનિવેદનની સફળ પદ્ધતિ હોય તો તે કલાપીની છે. કલાપીએ નિવેદન કરેલા વિચારો પણ એવા છે કે જે લગભગ સર્વ વિચારશીલ મનુષ્યોની સંમતિ મેળવી શકે. બેશક, તે વિચારોની પાછળ સૂક્ષ્મ પૃથક્કરણ, ગંભીર ચિન્તન કે વિશાલ વિદ્વત્તા જેવું બહુ જણાતું નથી ; પરન્તુ વિદ્વાનને માટેની એ ન્યૂનતાઓ સામાન્ય વાંચકનેમાટે ગુણરૂપ થઇ પડે છે અને પુસ્તકને સ્હેલાઇથી વાંચી શકાય એવું બનાવે છે.

પ્રવાસસાહિત્યનાં ત્રણ આવશ્યક અંગોની દૃષ્ટિથી આપણે આ પુસ્તક તપાસ્યું. હવે આ પુસ્તકની શૈલી વિષે કાંઇક કહેવાનું પ્રાપ્ત થાય છે. શૈલીઓના ભેદોપભેદ તપાસી, ગુજરાતના અન્ય ગદ્ય લેખકો સાથે કલાપીની ગદ્યશૈલીની સરખામણી કરી, તે શૈલીના સ્થાનનો નિર્ણય કરવાનો અત્ર ઉદ્દેશ નથી. માત્ર ત્હેમના પોતાના બીજા ગદ્યલેખો કરતાં "કાશ્મીરના પ્રવાસ" ની શૈલી કયાં તત્ત્વોમાં ભિન્ન છે તે સ્હેજ જોઇશું. ટૂંકાં ટૂંકાં અને સુઘટિત વાક્યોવાળી મનોહર શૈલી રા. કાન્ત જાહેર ભાષણોમાં અને લેખોમાં વારંવાર વાપરે છે. એ વાક્યોની લ્હેંક જ કંઇક ઓર હોય છે, અને રા. કાન્તની રસિકતાને લીધે તે ઘણી જ શોભે છે. સામાન્ય વ્યવહારમાં વપરાતી શૈલીની દૃષ્ટિથી તે શૈલી જરા કૃત્રિમ અને ચાંપલી લાગે છે ખરી, પરન્તુ ત્હેમાં અમુક પ્રકારની રસિકતા, મીઠાશ અને મોહિની લાગે છે એ નિર્વિવાદ છે. એ ગદ્યશૈલીની અસર

કલાપીના કેટલાક ગદ્યલેખોમાં જણાય છે; પરન્તુ "કાશ્મીરના પ્રવાસ" ની શૈલી તેથી જુદા પ્રકારની છે. ઉક્ત શૈલીના કરતાં "કાશ્મીરના પ્રવાસ" ની શૈલી ઓછી સુઘટિત, ઓછી મીઠાશવાળી અને ઓછી મનોહર છે, પરન્તુ તે વધારે સાદી, વધારે સુગમ અને વધારે સ્વાભાવિક છે. પ્રસંગોચિત ભાષાગૌરવના ભાગ દૂર રાખીએ તો એકંદરે સંસ્કારી લોકો સામાન્ય વ્યવહારમાં વાપરે છે તેવી શૈલી આ પુસ્તકની છે. શૈલીની સુગમતા એ પણ સામાન્ય વાચકો માટે આ પુસ્તકને આવકાર લાયક બનાવે છે.

હવે માત્ર એક અગત્યની બાબત સૂચવીને આ ઉપોદ્ઘાત સમાપ્ત કરીશું. પુસ્તક વાંચનારના મનમાં લેખકની કેવા પ્રકારની મૂર્ત્તિ સ્ફુરી આવે છે? માત્ર પ્રવાસનો વૃત્તાન્ત જ ધ્યાન ખેંચે છે કે પ્રવાસી પણ? વાંચનાર! સમેટ ત્હારા વેરાયલા સંસ્કારોને અને આલેખ એ પ્રવાસીનું કલ્પનાચિત્ર. ગરીબ બિચારા માંઝી લોકોને જૂલ્મથી પીડાતાં જોઇ દુ:ખી થતું દયાળીનું હૃદય શું ત્હારા હૃદયને આર્દ્ર બનાવતું નથી? હિન્દુસ્તાનના હુન્નરઉદ્યોગની પડતી જોઇ, કાશ્મીરદેશનું સર્વ વ્યાપી અંધેર દેખી, ચીરાઇ જતું દેશભક્ત દિલ ત્હારી દેશભક્તિને સતેજ કરતું નથી? "જીવને હાનિ કર્તા પણ આંખને આનન્દ આપનાર" દૃશ્યો દેખવા સાહસ કરનાર રસિક હૃદય ત્હારામાં સૃષ્ટિલીલાનો ઉપભોગ કર્યા જ કરવાની પ્રબળ અભિલાષા પ્રેરતું નથી?—તો આપ એ હૃદયના પૂજ્ય સ્વામીને

ત્હારી નમ્ર પ્રણામાંજલિ અને દર્શાવ ત્હારી કૃતજ્ઞતા! ઉડી ગયો છે એ મધુરો મયૂર, પણ મોજુદ છે એની કેકાના અમર સુર, ગુજરાત સંગ્રહજે આ ગ્રન્થાવલિ ને સત્કારજે ફરી ફરી એ સુરને.

સોલાપુર,
તા. ૨૧-૭-૧૯૧૨. } ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.



# प्रथमावृत्तिनी प्रवेशिका.

TO,

CHESTER MACNAUGHTEN, Esqr., M.A,

PRINCIPAL RAJKUMAR COLLEGE.

RAJKOTE.

DEAR SIR,

When you asked me in June last to teach Law and Political Ecconomy to the Thakore Saheb, Lathi, and Kumar Shri Gigawala of Bagsara, I soon found the task easy and interesting. Kalidasa's saying "मणौ वज्र समुत्कीर्णे सूत्रस्ये वस्तिमेगातिः" was exactly applicable to my case. Cutting and polishing of the diamond and boring hole through it was already done by your clever, experienced and masterly hand. My work was as simple as the passing of a thread through a ready made hole.

The satisfactory performance of the assigned duty drew me and your beloved pupils

closer and closer to-gether as time rolled on. Our day's work done, I was often called by the Lathi Thakore to accompany him in his evening rambles. He liked my company because I used to give him the benefit of my knowledge of English and Sanskrit Poetry by quoting verses describing scenes similar to those by which we happened to be surrounded on occasions.

Many a time while wandering by the side of the Randarda reservoir and over the surrounding hills and other rural places, I was struck by the Thakore Saheb's great power of observing and appreciating nature and by his apt remarks thereon. I found him so often rapt up into an exultant and worshipful transe that I could not but be again and again reminded of my favourite poet's following verses :—

"The clouds were touched.
And in their silent faces did he read
Unutterable love. Sound needed none,
Nor any voice of joy ; his spirit drank

The Spectacle ; Sensation, Soul and form
All melted into him ; they swallow'd up
His animal being ; in them did he live,
And by them did he live ; they were his life.
In such access of mind, in such high hour
Of visitation from the living God,
Thought was not ; in enjoyment it expired.
No thanks he breathed; he proffer'd no request;
Rapt into still communion that transcends
The imperfect offices of prayer and praise,
His mind was a thanksgiving to the power
That made him; it was blessedness and love.
He had early learn'd
To reverence the volume which displays
The mystery, the life which cannot die ;
But in the mountains did he *feel* his faith;
There did he see the writing-all things there
Breathed immortality, revolving life,
And greatness still revolving, infinite ;
There littleness was not ; the least of things
Seemed infinite; and there his spir't shaped
Her prospects, nor did he believe,—he *saw*,
What wonder, if his being thus become

Sublime and comprehensive? Low desires,
Low thoughts had there no place; yet was his heart
Lowly; for he was meek in gratitude;
Oft as he called those ecstacies to mind,
And whence they flowed: and from them he acquired
Wisdom, which works through patience, thence he learn'd
In many a calmer hour of sober thought,
To look on nature with a humble heart,
Self questioned where he did not understand;
And with a superstitious eye of love."

Wordsworth, *Excursion* Book I.

That the Institution of which you, Sir, have been the very spirit for these twenty years succeeds in turning out such gems of captivating lustre, speaks highly of your tact and ability as a teacher. Your long continued and noble work has not only benefited the nobility of the land by improving moral tone and sharpening intellects of its scions but has indirectly conferred a great boon on

its gentry by giving it good and able rulers.

The following maiden attempt of your dear pupil I liked so much and found it so interesting and instructive that besides getting it published in the local paper I got it published in a pamplet form. It reflects credit not only on the writer but more so on the Teaching Staff of the College and especially on you as the head of it. Hoping that the humble offer of it may prove acceptable,

I beg to remain,
Sir,
Yours Obdtly, Ever
N. B. Joshi.



ફરી આનંદ મેળવ્યો હતો. ગીગાભાઇ, બાલુભાઇ, અને હું એ ત્રણજ જણા હતા. બીજા બધા પાછળ ગાડી પાસે હતા. આ જગ્યા ખરેખાત કોઇ મનસ્વિ અથવા તપસ્વિને યોગ્ય છે. ઉપર હાથી હાથી જેવડા મોટા પથરા છે, તેમાં ધાડ ધુધવતું અંધારૂં, લીલું, શીતલ, સુગંધી, રમણીય, ભવ્ય અને મોટું જંગલ છે, છાયા ઘણીજ મનોહર છે, દેખાવ ઘણોજ શુશોભિત છે, ખીણ ઘણીજ ઊંડી છે. પર્વતો ઘણાજ ઊંચા છે. આ જગ્યા પર કોણ જાણે મને સ્વાભાવિકજ નિષ્કારણ પ્રેમ ઉત્પન્ન થાય છે અને તેથી વર્ણન લખવું એ અસંભવિત છે કેમકે તેને વિષે હું જે કાંઇ લખીશ તે મને ઓછુંજ લાગશે. તેને હું કૈલાશથી પણ વધારે સુખકર અને સ્વર્ગથી પણ વધારે સુંદર માનું છું.

અમારા વિશ્રામ સ્થાનને પ્રેમ સાથે પ્રણામ કરી ટ્રૅટ છોડયું. તે છોડયું ત્યારે એક મિત્રથી જુદા પડતાં જેટલું દુઃખ થાય તેટલું થયું હતું અને આ લખતાં પણ તેજ વખત જેવું નિષ્કારણ દુઃખ થાય છે. ઇશ્વર તેનાં એક વખત ફરી દર્શન આપો. તથાસ્તુ.

કાશ્મીરના છેલ્લા રમણીય દેખાવો જોતા જોતા આતુર મને અમે છત્તર આવી પહોંચ્યા. ત્યાં કાશ્મીરની ઠંડી નથી, ત્યાં ડુંગર નથી, ત્યાં બરફ નથી, ત્યાં ઝાડી નથી, ત્યાં કુંજો નથી, ત્યાં ઝરણ નથી, ત્યાં ખળખળીયાં નથી, ત્યાં નાળાં નથી, ત્યાં ખીણો નથી. નથી તે ખુબસુરતી, નથી તે રમ-

ણીયતા, નથી તે ભવ્યતા, નથી ત્યાં મનોહર વેલી, કુદરતી બગીચા, લીલી જમીન, કાળાં અને નવરંગી વાદળાં;–તે તો હવે ગયાં, હવે તે સ્વર્ગ છોડયું, હવે તે સુખ ખોયું, હવે તે આનંદ ગયો, તે ખુબી સ્વપ્નામાંજ જોવાના, તે પક્ષીઓનાં તે મધુર ગીત તો હવે નિદ્રામાંજ કાને પડશે. જેલમ નદીની તે ગર્જના હવે સ્વપ્નામાંજ સંભળાશે. સ્વપ્નામાંજ હવે સરોની ઘુઘવતી ઘટા દેખાશે અને સંભળાશે. સ્વપ્નામાંજ હવે તે ડાલલેક, તે તખ્તે સુલેમાન, તે વુલરલેક, તે નદીનાળાં, તે ફલફુલ અને તે વનસ્પતિ દર્શન દેશે! રોઈએ તોપણ શું?

છત્તરમાં એક સુંદર બગીચો છે. તે કાશ્મીરી સૌંદર્યની શેશ છે. કાશ્મીરી રમણીયતાની છાયા છે. કાશ્મીરી દેખાવનું એક બગડેલું ચિત્ર છે. શીતકટિ બંધમાંથી ઊચકીને અમને જાણે ઉષ્ણકટિ બંધમાં નાખ્યા હોય તેવું થયું. શરીર બળવા લાગ્યાં. ગરમીથી ચહેરા લાલચોલ થઇ ગયા. મધ્યાન્હ સમય થઇ ગયો હતો. કોઇ હાલતું ચાલતું નહતું. કોઇ બોલતું નહતું, શ્રાવણની મેઘલી રાત જેવું મૌન સર્વ વ્યાપક થઇ ગયું હતું. પવન જ હલતો અને ખડખડાટ કરતો હતો. એક સુંદર સુગંધી વૃક્ષ નીચે ખાટલો નખાવી અમે પડયા. જરા દૂર એક પાણીનું ઝરણ વહેતું હતું તેમાં અમારા માણસો ખુશી થઇ થઇ નહાતા હતા. રસોડું પણ એક ઝાડ તળેજ કર્યું હતું. કાશ્મીરની મુસાફરી હવે સહીસલામત પૂરી થઇ તેથી આ પણ એક ઉત્સવનો દિવસ હતો પણ સ્વર્ગ છોડતાં કોને દુઃખ ન થાય?

રસોડું તૈયાર હશે એમ અમે ધાર્યું હતું તેથી લુલા વશરામ ખવાસને બોલાવી કહ્યું કે "કેમ થાળીને કેટલી વાર છે?" તેણે કહ્યું "સાહેબ, તૈયાર નથી લાખો હમણા જ આવ્યો." મેં પૂછ્યું "કેમ?" તેણે કહ્યું "ભેંસાં એકાવાળો એવો ડેર કે એકો ઉંધો નાખ્યો અને લાખો પડયો." ગીગાભાઇ અને હું વાતો કરવા લાગ્યા. લાખો રસોઇઓ રાંધતો હતો ત્યાં વશરામ ખવાસ ગયા અને પોતે પણ પડયા હતા તેથી આવેશમાં આવી જઇ ઉસમાન સાથે વાતો કરવા લાગ્યા—"એકેવાલા એહા ખરાબ જે એકા ધસીંતા એ ત્રે માડુ છણયાપેં. ઇ એડા ખરાબ આઇ કે કેંઝીગ ટંગળાં જાુરીધાં" ઊસમાન બોલી ઉઠયો "ઇ ગાલ ખરી આય મુકે ફગાયો એટલેં મૂંજોય મથ્યો ફાટી વિયો. નેર વસરામ, લાખો હેરપિયો. તેંઝીટંગ મોરડાઝી પઇ" "ભેંસાં એકેવાલા ઢીંય આયનાં."

અમારૂં ધ્યાન આ ગમતીવાતો તરફ ગયું અને ભાઇએ વશરામને પુછયું "શું વાતો થાય છે?" તેણે કહ્યું "સાહેબ લાખો પડી ગયો! અડે તે ખાઇમાં જાત, માંડ બચ્યો. ભગવાનજી કિરપા આય કે બચ્ચિવીયો" ભાઇએ કહ્યું "તમારા પગને અને ઉસમાનના માથાને કેમ છે?" વશરામે જવાબ દીધો કે "અમારૂં મ પૂછો, બિચારા લાખાજે જીવ બચ્યો એજ ઠીક ગાલ થઇ." ભાઇએ કહ્યું "હવે ફીકર નથી બે કલાકનો રસ્તો છે."

આ બીચારા માણસો આમ બૂમો પાડે તેમાં તેઓનો થોડો જ દોષ છે. કાશ્મીરના રસ્તા અને કાશ્મીરી એકાવાળા માણસોના જીવ લે તેવા જ છે. અમારાં માણસો માથે કાશ્મીરમાં ઘણી વીતી ગઇ છે. તેઓનાં હાડકાં પાંસળાં ઇશ્વર કૃપાથી જ સાજાં રહ્યાં છે. કાશ્મીરની સડક તો બધી ભરી લીધી છે, પણ ખાઇ ભરવા કોઇ ન ગયો એ ઘણું સારુ થયું. અમારૂં એકેએક માણસ પડયું હતું અને દરેકને શેક કરવો પડયો છે. દરેક એકો તૂટયો, ભાંગ્યો અથવા પડયો છે. એકે દિવસ અકસ્માત્ વિના ગયો નથી. અમારી ગાડી ડુંગર સાથે અથડાણી એતો હમણાં જ લખાઇ ગયું, પણ એ સિવાય રાવલપિંડીથી મરી હિલ જતાં અમારી ગાડી એક કાંચી સાથે ભરાણી હતી અને પડખેની ખીણમાં ઝંપલાત પણ બે તસુના તફાવતથી જ અમે સૌ બચી ગયા

થાળી થોડા જ વખતમાં તૈયાર થઇ જમી લીધું. થોડી વાર બેશી ગુલાબનાં સુગંધી થોડાં પુષ્પ અને એલચીનાં પાન ચુંટી લીધાં અને નીસાસો નાખી ગાડીમાં બેઠા. મરિ હિલ પાછળ રહેલો માણસ પણ આવી પહોંચ્યો.

સપાટ જમીન પર ઘોડા આનંદથી દોડવા લાગ્યા. પર્વતોને બદલે લાંબાં ખેતરો દેખાવા લાગ્યાં. ઝાડ ઘણાં જ થોડાં દૃષ્ટિએ પડવા લાગ્યાં. બળદને બદલે ઊંટ વાળાં હળ ખેતરમાં દેખાતાં હતાં. બરફના પહાડ દૂર દૃષ્ટિએ પડતા હતા.

શ્રીનગર છોડયું ત્યારથી પ્યારાં પત્રો મળ્યા નહોતા તેથી તેનાં દર્શન કરવા હૃદય ઉત્સુક હતું. રાવલપિંડીનાં ઘર દેખાવા લાગ્યાં. સૂર્યબિંબ પશ્ચિમાચલ ઉપર લટકવા લાગ્યું. સંધ્યારાગ ખીલવા લાગ્યો. પણ અરે, તે કાશ્મીરી સંધ્યા-રાગ હવે ક્યાંથી દેખાય? તે ડાલ સરોવરના દેખાવ હવે-ક્યારે નજરે પડે?

રાવલપિંડી પહોંચી ગયા. અમારાં સોળ માણસમાંથી ચાર માણુસ અને કેટલોક સામાન રાવલપિંડી રાખ્યાં હતાં એક માણુસ સામો આવ્યો હતો. તેણે કહ્યું કે ઉતારો બદ-લવો પડયો છે. અમે તેની પાછળ પાછળ ગાડી ચલાવી અને નવે ઉતારે પહોંચી ગયા. જતાંવેંતજ કાગળનો તપાસ કર્યો. એક માણુસે આશરે પોણોસો પત્રોનો થોકડો આપ્યો. તે બધા વાંચ્યા; કેટલાક ફરીથી વાંચ્યા; કેટલાક ત્રણ વખત વાંચ્યા અને પછી કેટલાક ગજવામાં ગોઠવી ફળીમાં ખુર-શીઓ મગાવી, ચાંદનીમાં વાતો કરતા બેઠા અને ચા પીધે. આજે હૃદય તેમજ ચંદ્રનું ગ્રહણ હતું!.

અમારી કાશ્મીરની ટુંકી મુસાફરી ઇશ્વર કૃપાથી ખુશી આનંદમાં પુરી થઇ.

કાશ્મીર એ સ્વર્ગ છે અને ત્યાં જવું એ મુશ્કેલ પણ છે. દેશનું યથાસ્થિત વર્ણન લખવું એ એક કવિનું કામ છે. તે કૈલાસ એવું છે કે ગમે તેવો કવિ તેને માટે ગમે તેવાં

વિશેષણો અને ગમે તેવા અલંકારો લખે તોપણ તેમાં અતિશયોક્તિ થવાની જ નથી.

મેં કાશ્મીરની રમણીયતા અને મુશ્કેલી એ બંને થોડાં ઘણાં લખ્યાં છે. સૌંદર્ય વાંચનારને તે દેશ જોવાનું વખતે મન થશે; પણ બધા માણસોને સૃષ્ટિ સૌંદર્યનું અવલોકન કરવાનો સરખો શોખ હોતો નથી; તે મુશ્કેલીઓ તરફ ધ્યાન આપી વખતે તેનાથી દૂર જ રહેવાની પણ કેટલાએકને ઇચ્છા થશે તો મારે એટલું જ કહેવાનું છે કેઃ—

મૃત્યુ સર્વ વ્યાપક છે: ડુંગરપર કે ખેતરમાં, ભોંયરામાં કે ઘરમાં; જંગલમાં કે મહેલમાં, કિલ્લામાં કે અગાશી ઊપર મૃત્યુને જવામાં જરા વાર લાગતી નથી, તેનાથી નાસવું, એ તેની પાસે જવા જેવું જ છે, તેણે કોઇને છોડયો નથી તે કોઇને છોડવાનું નથી. હજારો તરવારોની વચમાં થઇને મહાનરાજાને તેમજ ચોમાસામાં પલળતા પથરાપર પડેલા ભરવાડને તે સરખી રીતે જ ઝડપી જાય છે, માટે બીવાનું નથી. કોઇ એમ કહેશે કે, સરપના મ્હોંમાં વગર કારણે હાથ શામાટે નાખવો? જો વગર કારણે હોય તો આમ કહેવું યોગ્ય છે. પણ મુસાફરી કરવી એ કેટલું જરૂરનું છે તે સૌ જાણે છે. મુસાફરીમાં પણ કુદરતી લીલાનું અવલોકન કરવું એ કેવું ઉત્તમ છે! કુદરતી લીલા જોવાનાં સ્થાનો માત્ર પર્વતો જ છે એમ નથી પણ પર્વતોમાં કુદરતી લીલાનો સૌથી મોટો અંશ રહેલો છે, કેમકે પાણી અને ગરમી ત્યાં પુષ્કલ હોય છે તેથી વનસ્પતિ ઘણીજ સારી નીપજે છે.

વનસ્પતિ સિવાય પર્વતોની ગોઠવણ પણ મનોરંજક અને રસિક હોય છે. ઉષ્ણ દેશમાં રહેનારાને પર્વતો સિવાય બીજે ક્યાંઇ બરફ જોવાની તક મળતી નથી. બરફ જોવો અને તપાસવો એ પણ થોડું રસિક નથી. પાણીની હીલચાલ તપાસવી એમાં પણ ઘણું જ્ઞાન સમાયલું છે. ટુંકામાં એવા પ્રદેશોમાં, દરેક ઝાડ, દરેક ઝરણુ, દરેક ટેકરી, દરેક ખીણ, દરેક વાદળું, અને દરેક પથ્થર મનુષ્યના આત્મા સાથે આનંદની વાતો કરે છે અને ગુરુની માફક જુદા જુદા બોધ આપે છે. "જીવ્યા કરતાં જોયું ભલું" એ વાક્ય બીલકુલ સાચું છે. ક્યું સારુ કામ કઠિન નથી? દેશ જીતવો એ સહેલું છે? પરમાર્થી થવું એ સહેલું છે? નીતિથી ચાલવું એ સહેલું છે? ખરેખાત દરેક વસ્તુ કઠિન છે. કઠિન છે ખરી પણ તેનાથી ડરી દૂર રહેવાથી તે વધારે ભયંકર દીસે છે. સિંહ પણ પાસે રહેવાથી નરમ થઇ જાય છે. માણસો ઉત્તર મહાસાગરના બરફમાં રખડે છે, માણસો દરીયામાં જ વસે છે, માણસો ગોળીના વર્ષાદમાં ફરે છે, માણસો બાણ શૈયાપર શયન કરે છે; માણસો શું નથી કરતાં! કાશ્મીરમાં જઇ આવવું એ આની સાથે સરખાવતાં કાંઇજ નથી. સુખની કીમત દુ:ખથી જ થાય છે અને સંપત્તિની કીમત વિપત્તિથીજ થાય છે. વિપત્તિ એજ માણસને માણસ બનાવે છે, અને વિપત્તી એજ માણસની તુલના કરે છે. વિપત્તિથી જ મોટાનાનું થવાય છે, અને વિપત્તિથી જ ચડતી પડતી થાય છે. "સબસે ભલી વીપતડી જો થોરે દીન

હોય ” એમાં જરા પણ સંશય નથી. કાશ્મીરમાં જવું એમાં જરા વિપત્તિ પણ છે ખરી, પણ તે દુઃખનો બદલો વ્યાજ સુદ્ધાંત કુદરત આપી દે છે. ઠેકડો મારી ડુંગરપર ચડાતું નથી અથવા એક ઘાથી કૂવો ખોદાતો નથી. એક માણસ આજ બીકણ હોય તે કાલ શૂરો થઇ શકતો નથી. જેને નાનાં કામ માટે નાનાં સાહસ કરવાની ટેવ પડેલી હોય છે તેજ મોટાં સંકટોમાં નીડર રહી મોટા પરિણામો મેળવી શકે છે. “બાઉ” કહેતાં જે છોકરૂં ડરે તે મોટું થયા પછી શું તરવાર મારવાનું? કલકતામાં થોડા દિવસ પહેલાં એક માણસ વિમાન (બલુન) માં ઊંચે ચડયો હતો, અને પછી છત્રી ઝાલી નીચે ઉતર્યો હતો. એક બાલકે આ તમાશો જોયો. બે દિવસ પછી તે તેના બાપની છત્રી હાથમાં પકડી સાત માળની હવેલીપરથી નીચે કૂદી પડયો અને ઇશ્વર કૃપાથી સહીસલામત રહ્યો. આ બંન્ને બાલકને જેવી તેઓને મળતી આવી છે તેવીજ કેળવણી જો આખી જીંદગી મળે તો પહેલો બાયલો અને બીજો બહાદુર થવાનો તેમાં કાંઈ શક છે? વિમાનની હકીકતજ તે બહાદુર બાલકને બીકણ થવા દેશે નહિ. જે વખતે તેને જંગલમાં વાઘ સામો મળશે તે વખતે તેને તે અગાશીપરનો કૂદકો શું હિમત નહિ આપે? આવાં આવાં નાનાં મોટાં સંકટો અને દૃઢતાનાં કૃત્યો એ પણ **મેટ્રીકયુલેશન, એફ ઇ એ.** અને **બી એ,** જેવી પરિક્ષાઓ છે. એથી માણસ આગ્રહી અને અચલ મનનો થાય છે. સંસાર વ્યવ્હારમાં પણ તેમજ છે. “ બત્રીશ ઠોકર ખાય તે બત્રીશ લક્ષણવાળો થાય. ”

સંકટોમાં ન પડવાથી કીર્ત્તિ નથી મળતી, એટલુંજ નહિ પણ તન અને મન કેળવાતાં નથી; નવનાગેલીઓ, ફુટ-બોલ, અગરપાટ, ક્રિકેટ, ખીલપાડો, અને પોલો એ રમતો પણ આપણને સખત કરવાજ મથે છે. જે માણસ એક જગ્યાએ બેશી રહ્યો હોય અને મુશ્કેલીમાં પડયોજ ન હોય તે શું સુખી છે? તે પોતેજ ના કહેશે. તેને ઉંબર ડુંગર જેવો લાગશે. જે માણસ દુ:ખમાં કસાયેલો હશે તે એકે સંકટને દુ:ખ માનશેજ નહિ, તો તે સુખીજ છે, કેમકે સુખ દુ:ખ તો માનવાનુંજ છે. એક માણસ એકને સુખ માને તો બીજો તેને દુ:ખ માને છે. એતો ખરૂંજ છે કે માણ-સની સ્થિતિ એક સરખી રહેતી નથી. માણસ આજ રાજા તો કાલ જંગલવાસી થઈ જાય છે. એક માણસ એક વખતે સદાવ્રત આપતો હોય, તેજ બીજે વખતે સદાવ્રતનું ખાતો નજરે પડે છે. લક્ષ્મી ચલ છે તે તો સૌ જાણે છે. અને તેનો કેટલાએકને અનુભવ પણ થયો હશે. જે માણસ કસા-યેલો હોય તે આવી પડતીને વખતે મુંઝાતો નથી પણ વધારે દૃઢ છાતીવાળો થાય છે. નદીના પૂર સામે થવાની હિમ્મત સરપ જ ધરી શકે છે. વળી સંકટોમાં ધીરજથી તરી ગયેલાં માણસો કેટલાં દ્રષ્ટિએ પડે છે? આમ જ છે તો કસાવું એજ ઉત્તમ છે; અને સંકટ સમયે નીચેનો ઉત્તમ ઉપદેશ હમેશાં મનમાં રાખવો જોઇએ:—

"સીત હરી દિન એક નિશાચર
લંક લહી દિન એસોહિ આયો,

એક દિનાં દમયંતિ તજી નલ
એક દિનાં ફિરહી સુખ પાયો,
એક દિનાં બન પાંડુ ગયે
અરૂ એક દિનાં શિર છત્ર ધરાયો,
શોચ પ્રબીન કછૂ નકરો
કિરતાર યહી બિધિ ખેલ રચાયો."

લી૦ સુરસિંહજી ના
સચ્ચિદાનંદ સ્મરણ પૂર્વક નમસ્કાર.




ધી દામોદરદાસ પ્રીન્ટીંગ હાઉસ—રાજકોટ.

# परीशिष्ठ बीजुं.



[ વિદેહ કૈવલ્ય મણિલાલ નભુભાઈએ પ્રસ્તુત લેખ સમ્બન્ધી કરેલી કેટલીએક સૂચનાઓ ].



પૃષ્ટ ૮૦. લીટી ૨૭— " છાપરા ઉપરથી રડતું હતું" — એને માટે લખે છે કે : " Thats does not apply at all "— " એ બીલકુલ લાગુ પડતું નથી "

પૃષ્ટ ૮૧ની નીચેની નોટસ પરત્વે લખે છે કે:

" I don't remember so. I think, it is a simple description of darkness, irrespective of forests and mountains."

" આમ હોવાનું મને યાદ નથી. હું ધારૂં છું કે, એ માત્ર અન્ધારાનું વર્ણન છે. એને જંગલો કે પર્વતો સાથે સમ્બન્ધ નથી."

પૃષ્ટ ૮૪, છેલ્લા પારેગ્રાફને અંગે લખે છે કે:

" Of all your attempts at descriptions I like this best."

"વર્ણનો આપવાનાં તમારાં તમામ યત્નોમાં આ વર્ણન મને સહુથી શ્રેષ્ટ લાગે છે."

પૃષ્ટ ૮૬, બીજા પારેગ્રાફમાં—"ભોંયરા ઉપરથી અને બંને બાજુએ પાણી વહયા કરે છે,"—આ વાક્યને ઉદ્દેશી લખે છે કે:

"Awkward construction."

"વાક્ય રચના ક્લિષ્ટ છે."

એજ પારેગ્રાફમાં છેવટ લખેલું છે કે: "અસલી કાળકાની માફક કોઇ નિરપરાધી મનુષ્ય પ્રાણીનો ભોગ લેશે." આને સંબોધીને લખે છે કે:

"The metaphor is not *quite* appropriate."

"રૂપક બરાબર બંધ બેસતું નથી."

પૃષ્ટ ૮૭, છેલ્લા પારેગ્રાફમાં "રામ બોલો ભાઇ રામ" એમ લખેલું છે તે પરત્વે કહે છે કે:

"Too bad for simple humour."

"સામાન્ય હાસ્યરસ પરત્વે બહુ ખરાબ ગણાય."

પૃષ્ટ ૯૨, બીજા પ્રારેગ્રાફમાં '**નવપલ્લવ**' શબ્દ વાપરેલો છે તેને અંગે લખે છે કે:

"You have used this compound very often. Pray see that you have used it where you mean trees with *new* sprouts."

"આ મિશ્ર શબ્દ આપે બહુ વખત વાપર્યો છે. કૃપા કરી એટલું જોશો કે જ્યાં જ્યાં એ શબ્દ આપે વાપર્યો છે ત્યાં ત્યાં '**નવાં** પલ્લવોવાળાં ઝાડો' એમ કહેવાનો આપનો આશય છે."

અને છેવટના પારેગ્રાફમાં અંતીમ વાક્ય, જે "તો બીજો તેને દુઃખ માને છે" ત્યાંથી શરૂ થાય છે તે છેક છેવટ સુધી નિશાની કરી લખે છે કે:

"Very morose conclusion for a book of travel full of beautiful scenes and descriptions. The difficulties of travelling need not be connected with the highest calamities of life and their educating influences, nor made there ground of such morose termination."

"એક પ્રવાસ પુસ્તક જે સુંદર દેખાવો અને વર્ણનોથી ભરપૂર છે તેનું આવું છેવટ બહુ ઉદાસીન ગણાય. જીંદગીની જે મ્હોટામાં મ્હોટી વિપત્તિઓ છે અને તે વિપત્તિઓ જે કંઇ શિક્ષણ આપે છે તેની સાથે પ્રવાસની મુશકેલીઓને સરખાવવી ન જોઇએ; અથવા એ મુશકેલીઓ આવો ઉદાસી ભરેલો છેડો લાવવાના સાધનભૂત થવી ન જોઇએ."



# પરીશિષ્ઠ ત્રીજું.

———○○:○:○○———

શ્રી કલાપી ગ્રન્થાવલિ કાર્યાલય,
હાથી બિલ્ડીંગ્સ,
મુંબઈ.

તા. ૨૭-૩-૧૯૧૨.

પૂજ્ય સ્વામીજી,

શ્રી જય સચ્ચિદાનંદ સ્મરણ પૂર્વક સાષ્ટાંગ પ્રણામ સ્વિકારશો. તદુપરાંત વિનતિ કે:--

હાલમાં આપે પ્રસિદ્ધિમાં મૂકેલા શ્રી કલાપીના ત્રણ લેખો—'કાશ્મીરનો પ્રવાસ' 'કલાપીના સંવાદો' અને 'સ્વિડનર્બોર્ગના ધર્મ વિચારો અને તે સંબંધે થોડીક ચર્ચા'—નું સમગ્ર પુસ્તક મ્હારા જોવામાં આવ્યું

જે કાર્ય કરવાને હું ઘણા સમય થયા મથું છું તેની આમ શરૂઆત થએલી જોઇ મને આનંદ થયો. પરંતુ મ્હારો એ આનંદ બહુ સમય નિભી શક્યો નહિ: આપે પ્રસિદ્ધ કરેલું પુસ્તક મ્હારા હાથમાં આવ્યા પછી હું એક દિવસ એના પાનાં ફેરવતો હતો, અને શ્રી કલાપીના સંવાદો કે જે મને બહુ પ્રિય છે, અને જે આજે લગભગ આઠ દશ વર્ષ થયાં મ્હારા

નિશ્ચ-પાઠ સમાન થઇ પડેલા છે, તે માંહેલા છેલ્લા સંવાદ ઉપર મ્હારી દૃષ્ટિ પડતાં તેમાં કેટલુંક અન્યથા છપાએલું મ્હારા જોવામાં આવ્યું.

આ ઉપરથી એ ચારે સંવાદો, અસલ હસ્ત લેખીત તથા છાપેલી પ્રત સાથે રાખી હું વાંચી ગયો, અને સરખામણી કરતાં જણાયું કે: આપે પ્રસિદ્ધ કરેલી આવૃતિ બહુ દોષ વાળી છે. તે એટલે સુધી કે, શ્રી કલાપીનું કલાપીપણું જ એમાં રહ્યું નથી.

છાપવાની ખામી અને પ્રુફો સુધારવાના દૃષ્ટિદોષોને મેં ધ્યાનમાં લીધેલ નથી. આતો મુખ્ય મુદ્દાની બાબતોમાં એટલો બધો લોમ વિલોમ થઇ ગયેલ છે—કરી નાંખવામાં આવેલ છે કે, શ્રી કલાપીના પ્રાસાદિ લેખની ખૂબી અને રહસ્ય તદ્દન ઉલટાઇ ગયેલ છે:

૧ કેટલેક સ્થળે નવા શબ્દો વગર સમજ્યે ઉમેરવામાં આવ્યા છે.

૨ કેટલેક સ્થળે મૂળ શબ્દોને ફેરવી નાખવામાં આવ્યા છે. અને

૩ કેટલેક સ્થળે તો આખીને આખી પંક્તિઓ ઉલટ-સુલટ કરી વાક્ય રચના તદ્દન ફેરવી નાખવામાં આવી છે.

લેખન પદ્ધતિના અનેક પ્રકાર માંહેલી 'સંવાદ પદ્ધતિ' એ એક એવો પ્રકાર છે કે, જો તેમાં યતકિંચીત્ પણ

ફેરફાર કરવામાં આવે તો, લેખનો ઉદ્દેશ, રહસ્ય, ગૌરવ અને શક્તિ વગેરે ઘટી જાય છે; એટલું જ નહિ પણ બહુધા અન્યથા પણ થઇ જાય છે એ આપ સારી રીતે જાણો છો.

શ્રી કલાપીના માર્મિક લેખોની ખૂબી એમાંથી ઉઠતા ધ્વનિ ઉપર છે. એ ધ્વનિનો જો વગર સમજવે ધ્વંશ કરવામાં આવે તો પછી એ લેખ ખાસ કલાપીનો રહેતો નથી. શ્રી કલાપીને તેમજ વાચક વર્ગને—ઉભયને, આવા અનિશ્ચિત્ ફેરફારથી ઉલટું નુકશાન થાય છે: શ્રી કલાપીને અતિ સામાન્ય પંક્તિ ઉપર ઉતારી પાડવામાં આવે છે, અને વાચક વર્ગને અન્યથા દોરી જતાં, સ્થૂળની પાર દ્રષ્ટિ પહોંચાડતા અટકાવવામાં આવે છે.

આ મ્હારી વાત આપશ્રીને એક-બે દ્રષ્ટાન્તો આપી સમજાવીશ

શ્રી કલાપીની પોતાની હસ્ત લેખીત પ્રત અને એઓએ પાછળથી છપાવવાને ઇરાદે તેમાં કરેલા સુધારા વધારા તો આપના જાણવામાં નથી; એટલે એ અનુસાર તો આપે છપાવેલા લેખો ન હોય એ દેખીતું છે. શ્રી કલાપીએ એ ત્રણે લેખો માંહેલો એક પણ લેખ પોતે છપાવેલો નથી. તેમ જેણે છપાવ્યા છે તેણે પણ છપાવતાં પહેલાં જેમ શ્રી કલાપીને બતાવેલા નથી તેમ સાર્વજનિક ઉપયોગ માટે પણ છપાવેલા નથી. પરન્તુ ખાસ પોતાના મીત્રોમાં આપવા માટે એક ટીપ્પણ તરીકે છપાવેલા છે. આ વાત પણ આપના જાણવામાં ન હોય એ બનવા યોગ્ય છે.

એટલે એ સર્વ-અસલ શ્રી કલાપીના લેખો શું છે તે વાત તો હાલ અલગ રાખી, જે ટીપ્પણો છપાએલાં છે અને જેના ઉપરથી આપે પ્રસ્તુત લેખો છપાવ્યા છે, તેમાં પણ કેટલું લોમ-વિલોમ થઈ ગયું છે તેના થોડા દાખલા આપને વિદીત્ કરૂં છું:—

**જાલંધર** અને **ગોપીચંદનો** **સંવાદ** જ આપ જુઓ.— **પાનું** ૧૪૨ મું.

**ગોપીચંદ**—એ કોઇ મીત્ર નહિ માહારાજ, પણ વૈરી મને સાદ કરે છે હજુ યોગથી તે મને ખેંચી જવા માગે છે. હું તેને દૂર કરવા મથું છું પણ તે **ખસતો** નથી.

અસલમાં **ખસતોને** બદલે **ખસતું** છે. ગોપીચંદ **માનસીક** **આવરણને** ઉદ્દેશીને કહે છે. આપની પ્રતમાં કોઇ પુરુષ વ્યક્તિને સંબોધેલું હોય એમ સ્પષ્ટ છે.

વળી પાનું ૧૪૫ મું જુઓ:

**ગોપીચંદ**—પણ ગુરુદેવ ? ભગવાં વસ્ત્રમાં ટેવાઇ ગએલાને રાજ્યનાં સોનેરી **વસ્ત્રાભુષણ** હવે ખૂંચશે નહિ ?

અસલમાં **વસ્ત્રાભુષણ** શબ્દ છે જ નહિ. પણ **રાજ્યની સોનેરી** હવે ખૂંચશે નહિ ? એમ છે.

શ્રી કલાપીએ **સોનેરી** શબ્દ ભાવવાચક નામ તરીકે વાપરી જે ખૂબી કરી છે તે અવધિ છે. એ એક શબ્દથી સમગ્ર **રાજ્ય પ્રપંચનો** નિર્દેશ છે. અને તે પણ ખાસ કરીને માનસીક ધડમથલ બતાવવાનો જ હેતુ છે. શ્રી કલાપી,

ગોપીચંદ જેવા યોગીને સોનેરી ડગલા, પાઘડી, સુરવાલ, કે સોનાના દાગીનાઓ, મોતી હીરાના હારો, કે વાંકડી ફાંકડી ઠોંડીયોવાળી નાટકીયા બતી ઇત્યાદિ પહેરવાની જંજાળ અવશ્યમેવ કરવી જ પડશે, એમ ઉદ્દેશીને બોલતો હોય એવું એ યોગીરાજ માટે કલ્પે અને લખે એ આપને શું ક્ષુદ્ર નથી લાગતું? જરા પૂર્વાપર જોશો તો ખાત્રી થશે. શ્રી કલાપી પોતે જ રાજ્યનાં સોનેરી વસ્ત્રાભુષણ રહીતના રાજા હતા.

હજુ આગળ ૧૪૭ મું પાનું જુઓ:

**ગોપીચંદ**— × × × એ વ્હાલાં માનવીઓ ગયાં અને તેની નિશાનીઓ પણ ગઇ! રહી છે માત્ર આ એક ખળભળી ગએલી વાવ, અને જે હજુ કાંઇ સ્પષ્ટ દેખાઇ શકે તેવી રહી છે તે જ. તે કાલે ધર્મ પત્નિ હતી તેની આ **એક રસમય** મૂર્તિ.

હવે અસલ વાંચો:

**ગોપીચંદ**— × × × એ વ્હાલાં માનવીઓ ગયાં અને તેની નીશાનીઓ પણ ગઇ! રહી છે માત્ર આ એક ખળભળી ગએલી વાવ અને હજુ કાંઇ સ્પષ્ટ દેખાઇ શકે તેવી એક રહી છે તે કાળે ધર્મપત્નિ હતી તેની આ **આરસમય** મૂર્તિ?

કેટલો બધો ફેરફાર! વાક્યને કેટલું ઉલટ-સુલટ કરી નાંખ્યું છે? આ આખા સંવાદની ઉત્થાનિકા રૂપ જે **આર-**

**સની પૂતળી,** કે જે **ગોપીચંદે** પોતાના રાજ્ય અમલમાં પોતાની ધર્મપત્નિ પ્રત્યેના પોતાના પ્રેમની નિશાની બદલ, આ વાવ બંધાવી તેમાં મૂકાવેલી; અને તે આટલે લાંબે કાળે છિન્ન ભિન્ન થઇ ગયા છતાં પણ, એ **આરસની પૂતલી** ઉપર દ્રષ્ટી પડતાં, વાસનાનાં ઉંડાં રહી ગએલા બીજકોરૂપી સંસ્કાર સ્ફૂરી આવી, હૃદયરૂપી અંચળામાંથી, યોગરૂપી **આત્મબલ** પાણીની માફક વહી જવા લાગ્યું;—**આત્મ** લગામ ખોઇ બેઠો. આવી આ સમગ્ર **સં**વાદની ઉત્થાનિકારૂપ ચાવીને, અથવા વધારે વાસ્તવિક રીતે કહેતાં, આ સમગ્ર **સં**વાદના પાયાને, મૂળમાંથી ખેસવી નાંખવાથી લેખ કેવો હેતુ શૂન્ય અને જીવન રહિત થઇ જાય છે તે આપ જોશો.

આવાં ઘણાં દ્રષ્ટાન્તો કાશ્મીરના પ્રવાસમાંથી, ચારે **સં**વાદોમાંથી અને **સ્વિ**ડનબૉર્ગના ધર્મ વિચારો ઉપરના વિવેચનવાળા લેખમાંથી હું આપને આપત પણ વિસ્તાર ભય થી અટકું છું. છતાં લંબાણ તો થયું છે અને તે માટે ક્ષમા ચાહું છું.

યથાવકાશે આપવાળી આખી આવૃતિ જોઇ જઇશ અને ચિન્હો કરી મોકલીશ, કે જેથી બીજી આવૃતિ વખતે આપ સુધારી શકો.

હું પણ આ લેખો યથાતથ્ય—શ્રી કલાપીની મનોગત ભાવનાનુસાર થોડા સમયમાં પ્રસિદ્ધ કરીશ અને એ ઉપરથી પણ ઘણો ફેરફાર આપના જોવામાં આવશે. અલબત, વિલં-

અતો થાય છે, પરન્તુ એને લગતાં છિન્ન ભિન્ન થઇ ગએલાં સાધનો એકઠાં કરવામાં એ અનિવાર્ય છે. મ્હારી પ્રબલ ઇચ્છા શ્રી કલાપીને તેના ખરા સ્વરૂપમાં પ્રજા સમક્ષ રજુ કરવાની છે. પ્રભુ ઇચ્છા હશે ત્યારેજ તે બનશે.

મ્હેં ઉપર બતાવ્યું છે તેવું લોમ-વિલોમ આપની આવૃતિમાં શી રીતે થવા પામ્યું તે જો આપને હરકત ન હોય તો સંક્ષેપમાં જણાવશો. હાલ એજ વિનંતી.

આપનો

**વિ. સે. રૂપશંકર ઉદયશંકર ઓઝાના**

શ્રી સચ્ચિદાનંદ સ્મરણ પૂર્વક સાષ્ટાંગ

પ્રણામ સ્વિકારશો.



# પરીશિષ્ઠ ચોથું.

## શ્રી કલાપીના પૂર્વજોની પ્રતિષ્ઠા.

[1]જો જાણત તુજ હાથ સાચાં મોતી વાવશે!
વવરાવત દી રાત તો તુંને! **દેપાળદે**!

[2]ખળખળ મીઠું ખીર **ગેમલ** આંગળીએ વહ્યું!
શોષી આપ શરીર ચારણ પોષ્યો ગોહિલે!

[3]અંબરનું દઇ દાન, જલ અંબર **સાંગે** ધર્યાં!
જોવા તેને ભાણ ઉભો થંભી આભમાં!

[4]**સાજી** અમિત ઉદાર દેતો દાન દુકાળમાં!
સાપ સુવર્ણી હાર જેનો કર અડતાં બન્યો!

[5]ખેતર વાવી રેત! ઉગ્યાં તુંબાં સામટાં!
તેમાં ધણીની રેલ, **સોનક** ભક્ત તણે ખળે!

---

૧. એવી કથા છે કે, દેપાળદે ગોહિલ એક દિવસ પોતાના દેશમાં ફરતાં કોઈ ચારણને એક જ બળદથી વાવણી કરતો જુવે છે. પ્રશ્ન થાય છે: એક જ બળદપર આટલો

જુલમ શામાટે? કડક ઉત્તર મળે છેઃ બહુ દયાળુ તું હોય તો બીજો બળદ જ તું થઇજા. કંઇપણ બોલ્યા વિના દેપાળદે પોતાને ખભે ધૂસરી મૂકે છે અને બળદ સાથે કામ કરવા લાગે છે. બીજો બળદ મગાવી દે છે તે આવી પહોંચતાં ચારણને આપી ગોહિલ પોતાના નગરમાં જાય છે. કાપણીનો સમય આવે છે ત્યારે જેટલા ચાસ દેપાળદે ગોહિલે વવરાવ્યા હતા તેમાં અનાજ પાકવાને બદલે **સાચાં મોતી** નીકળી આવે છે. આવું આશ્ચર્ય બનતાં ઉપલા સોરઠાના મતલબનું ચારણ પોતાના રાજા પાસે જઇ કહે છે.

૨. નિર્જન વનમાં કેટલાએક દિવસ કોઇ ચારણ સાથે ગાળવાનું બનતાં ગેમલજી ગોહિલે પોતાની આંગળી ધવરાવી ચારણનું પોષણ કર્યું હતું.

૩. જેની યાચના થાય તે આપી દેવાની ટેકવાળા **સાંગાજી** ગોહિલે એક દિવસ સ્નાન કરતાં બધાં વસ્ત્ર કોઇને આપી દીધાં; નદીમાં નગ્ન બેસી રહેવું પડ્યું. તેટલામાં કોઇ મેમાનો આવે છે અને હાથ ઝાલી બાહાર ખેંચી લે છે. બિલોરી વસ્ત્ર શરીરપર વિંટાયું દીસે છે બીજું વસ્ત્ર પહેરે છે એટલે પેલું જલાંબર જલ થઇ જઇ જલમાં ભળી જાય છે.

૪. દુકાળમાં એક દિવસ ઘરમાં કંઇ જ ખાવાનું ન હતું, ત્યારે **સાજી** ગોહિલને ત્યાં કેટલાક ચારણો મેમાન થાય છે. આપઘાત કરવાનો મનમાં નિશ્ચય થાય છે, તેટલામાં એક

સરપ બાજરીની કોઠીમાં જતો દેખાય છે. સાજી તેમાં હાથ નાંખે છે તો એક સોનાનો હાર હાથમાં આવે છે.

૫. સોનકજી ગોહિલ માહાન્ ભક્ત હતો. એક દિવસ ઘઉંનું ગાડું ભરી ખેતરે વાવવા જતો હતો. માર્ગમાં એક સાધુની મંડલી મળી, તેને બધા ઘઉં આપી દીધા અને રેતીનું ગાડું ભરી ખેતરે જઈ રેતી વાવે છે. આમાંથી તુંબડીના વેલા ઉગે છે. તુંબડી પાકતાં તેને ખળાંમાં એકઠી કરેછે અને તુંબડાં ફોડતાં તેમાંથી પુષ્કળ ઘઉં નીકળે છે.





# ગુજરાતી ભાષા અને સાહિત્ય

## પુસ્તક ૧ અને ૨ ની

## પ્રસ્તાવના

મ્હારાં આ વ્યાખ્યાનોના મ્હોટા ભાગમાં ગુજરાતી સાહિત્યથી પૃથક્ ગુજરાતી ભાષાની મીમાંસા છે; અને એ ભાષામીમાંસા પણ ભાષાના પ્રત્યક્ષ (ઇન્દ્રિયગમ્ય) શરીરની છે, ત્હેની પાછળ રહેલા મનોવ્યાપારની નહિં. કારણ કે ભાષાનું શરીરબંધારણ એ ભાષાશાસ્ત્રનો મુખ્ય વિષય છે. માનસપ્રક્રિયાનો વિચાર ત્હેમાં વિરલ પ્રસંગોએ જ દાખલ થાય છે; જેમ કે, गौरीમાંથી ગોરી અને ગોરૂય એ બે શબ્દો આવ્યા છે પણ એ દરેકનો પોતાનો અલગ અર્થ છે–ગોરી એટલે ગૌરવર્ણ-વાળી, અને ગોરૂય એટલે એક દેવતા; (हत्थु–हस्त: જેના પૂર્વક્રમો છે ત્હેવા) હાથ શબ્દનો અર્થ છે 'કર' અથવા 'પાણિ' જ્યહારે (हस्तकः માંથી हत्थउ દ્વારા આવેલા) हाथो શબ્દનો અર્થ જૂદો થાય છે; ત્હાવા દાખલાઓમાં શબ્દનો શરીરવિકાસ, એ દેહરચનાથી પર ત્હેવા, અર્થ જોડે ગૂંથાઈ જાય છે. સ્થિતિ આ છે. ત્યહારે ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં ગુજરાતીભાષા એ આપણો વિષય છે. એક સમય ત્હેવો હતો કે ભાષાશાસ્ત્રીય મીમાંસા જેટલી ગુજરાતીભાષાની યોગ્યતા છે કે નહિં એ બાબતમાં લોકો શંકા સેવતા હતા, અને કદાચ હજી પણ કેટલાક લોકો ત્હેવી શંકા કરતા હશે. એ શંકાને આ વ્યાખ્યાનો પૂરેપૂરી દૂર કરશે ત્હેવી મ્હને આશા છે.

भाषाशास्त्रनो संबंध भाषाना शब्ददेह साथे छे.

આરંભમાં આપણે ભાષાશાસ્ત્રના સ્વરૂપનો અને ત્હેના વિશિષ્ટ કાર્યનો વિચાર કરિયે. ભાષા-શાસ્ત્ર એ ભાષાની વૈજ્ઞાનિક મીમાંસા છે અને ભાષાનો ઉદ્ભવ તથા વિકાસક્રમ એ ત્હેનો વિષય છે. આમ હોઈને, ભાષા એટલે શું એ પ્રથમ જાણવું જોઈએ. ભાષા એટલે માનવના મનોગત વિચારનું માનવવાણી દ્વારા વ્યક્તસ્વરૂપે પ્રકટીકરણ. આ વ્યાખ્યા એક પક્ષે પ્રાણિયોમાં જોવામાં આવતી અત્યન્ત અસ્ફુટ આવિષ્કરણની રીતોનું, તથા અન્ય પક્ષે વિચાર દર્શાવવાના ઇરાદા વગર માનવ જે અવ્યક્ત ધ્વનિવો કરે ત્હેનું, વ્યાવર્તન કરે છે. એક પ્રવાસીએ વાંદરાઓની ભાષા–વાનર ભાષા–સોધી કાઢી છે, ત્હેમાં અન્વેષણો કર્યાં છે અને ત્હેનું રૂપ નક્કી કર્યું છે એમ મનાય છે. એ કહેવાતી વાનરભાષા, બે કારણોને લીધે, ભાષાના ખરા અર્થમાં ભાષા ન હોઇ સકે : ત્હેમાં ઉચ્ચારની સ્ફુટતા ન્હોતી અને નિશ્ચિત, સ્પષ્ટ, અર્થવ્યક્તિ ન્હોતી. જે અવાજોને માટે અર્થવત્તાનો દાવો કરવામાં આવ્યો હતો એ અપૂર્ણ અને અસ્પષ્ટ અવાજો હતા અને પ્રાથમિક પશુસહજ લાગણીથી

भाषाशास्त्रनो अर्थ अने कर्तव्यप्रदेश

વિશેષ કાંઇ અર્થ હેમાં ન્હોતો; અને જેને સ્વીટે હેતુમત્ (તર્કયુક્ત) વ્યક્તકથન [1] હેવું યથાર્થનામ આપ્યું છે એ મુદ્દાસરની વિશદ વિચારક્રિયા પર્યન્ત એ અવાજો પ્હોંચ્યા ન્હોતા; બહુ બહુ તો એ અત્યન્ત અવિકસિત સમજણના સૂચક હતા.

"Language of Natural Scenery" (પ્રકૃતિ શોભાની વાણી) જેવા કથનમાં થતા ભાષાના શિથિલ રૂપકગર્ભ અર્થનું, અથવા માનવની લાગણીઓના વિવિધ ક્રમોના તથા હેની છાયાઓના અશબ્દ પ્રકટીકરણનું પણ, આપણે આપેલી વ્યાખ્યાથી વ્યાવર્તન થશે. લોકોને "ગુલાબપુષ્પની અર્થભરી વાણી" હેવી ઉક્તિયોની ટેવ છે, પણ હેનો અર્થ એટલો જ થાય કે ગુલાબના ફૂલનો રોચક પ્રભાવ કલ્પના ઉપર, સ્મૃતિ ઉપર અને હેવા અન્ય મનોધર્મ ઉપર પડે છે જેથી અમુક પ્રકારની વિચારપરંપરા સાહચર્યયોગે જાગ્રત્ થાય છે અને મૌલિક વિચાર સૂઝે છે. "The meanest flower that blows can give thoughts that do often lie too deep for tears." હેવું કહેવામાં કવિ પોતાના કવિ તરીકેના અધિકારની મર્યાદામાં રહ્યો હતો, પણ હેતુમત્ તર્કરૂપ વિચારપ્રકાશનની હદમાં હેનો પદપ્રવેશ ન્હોતો થયો અને જ્યહારે કવિ "books in running brooks and sermons in stones" એટલે ગ્રન્થ વ્હેતાં ઝરણામાં ને પથ્થરોમાં પ્રવચનો–વાંચી સકે છે ત્યહારે હેનો હેવો દાવો નથી કે એ ઝરણાં અને પથ્થરો જેને શાસ્ત્રીય અર્થમાં ભાષા કહિયે હેવી ભાષા બોલે છે; હેને આ પ્રકૃતિતત્ત્વોનું વિચાર પ્રેરવાનું સામર્થ્ય જણાવવું છે જે હેણે રૂપકદ્વારા અર્થગર્ભ સંક્ષિપ્ત શૈલીમાં વ્યક્ત કર્યું છે. ભાષાશાસ્ત્ર હાવા અલંકારપુષ્પિત વાણીપ્રયોગોને અવગણે છે અને હૃદયશૂન્ય શુષ્ક પરીક્ષકનો ધર્મ સ્વીકારે છે.

भाषा; हेना विषयमां लागणीनो समावेश न थाय; हेनो विषय मात्र विचार छे.

ભાષાની મ્હેં આપેલી વ્યાખ્યામાં ભાષાની વિષયમર્યાદામાં માત્ર વિચારને જ સ્થાન આપ્યું છે, અને ઉદ્દેશપૂર્વક લાગણીનો હેમાં સમાવેશ નથી કર્યો. કારણકે લાગણી એ ભાષાનો, શાસ્ત્રસંમત અર્થમાં ભાષાનો, વિષય ન થઇ સકે. અને જો અમુક સ્વરૂપે લાગણીઓને ભાષા દ્વારા વ્યક્ત કરી સકાય તો એ લાગણીઓ વસ્તુતઃ વિચારની કક્ષામાં આવે. દાખલા તરીકે તહમે ભાષાની મદદ લીધા વિના સ્નેહ દ્વેષ અને હેવી જૂદી જૂદી લાગણીઓ પ્રકટ કરી સકો, પણ જે ક્ષણે તહમે એ લાગણીનાં અન્તર્ગત વિચારતત્ત્વો વ્યક્ત કરવા જાઓ તે જ ક્ષણે એ લાગણીઓ વિચારના પ્રદેશમાં આવી રહે છે અને 'સ્નેહ', 'દ્વેષ' અને હેવી ઉક્તિયોદ્વારા વ્યક્ત થાય છે, ભાષા લાગણીને લાગણીરૂપે વ્યક્ત ન કરી સકે, પણ એ લાગણી વિશેના વિચારો વ્યક્ત કરે.

भाषा समाजसहवासनी अपेक्षा राखे छे.

સાધારણ નિયમે, વિચારોને પ્રકટ કરવાની ક્રિયા એ વિચારોનું ગ્રહણ કરનાર, વક્તા શિવાયના કોઇ પુરુષ કે પુરુષોની અપેક્ષા સૂચવે છે. આ નિયમ સ્વીકારિયે તો સ્વગતોક્તિ ભાષાની કક્ષાની બ્હાર મૂકવી પડે. કારણકે ભાષા માનવવિચારના વહનનું અને સંક્રમણવ્યાપારનું વાહન છે, અને એ વાહન અને સંક્રમણ સાંભળનાર સ્હ

---

[1] "The History of Language" પૃ. ૨. સ્વીટ તો આગળ વધીને એમ કહે છે માનવપ્રયુક્ત ઉદ્‌ગારધ્વનિયો, વિચારના કે વાક્યના વ્યંજક હોય તોપણ, હેતુમત્ વ્યક્તકથન ન ગણાય મ્હને લાગે છે કે અહિં હેણે શબ્દોની વ્યંજનાશક્તિની ઉપેક્ષા કરી છે.

પક્ષની આવશ્યક હાજરી સૂચવે છે, વક્તૃશ્રોતૃસંબંધ સૂચવે છે. છતાં, સ્વગતોક્તિ ભાષારૂપે વ્યક્ત થઈ સકે છે, હેનો અર્થ નિશ્ચિતરૂપે સમઝવો શક્ય છે, અને તત્ત્વતઃ એ ઉચ્ચારિત વિચારક્રિયા છે, એટલે કે વિચાર પ્રકટ કરે હેવા શબ્દોમાં વિચારની સજાવટ છે; એ જોતાં, વક્તા પોતે જ કલ્પિત બહિશ્ચર રૂપે શ્રોતા છે, પોતે પોતાને કહે છે, પોતે જ એકતઃ વક્તા અને અન્યતઃ શ્રોતા છે, હેવી બુદ્ધિનિર્વાહ્ય કલ્પનાનો આશ્રય લઈને, આપણે સ્વગતોક્તિનો ભાષાશબ્દના અર્થવર્તુલમાં સમાવેશ કરવો એ યોગ્ય ગણી સકિયે. બાકી તો, માનવની સમાજસહવાસવૃત્તિ એ તો ભાષાની ઉત્પત્તિને શક્ય કરનારૂં મુખ્ય નિમિત્તકારણ છે. માનવ પ્રજ્ઞાસંપન્ન અને સંવેદનશીલ પ્રાણી છે અને હેન બુદ્ધિવ્યાપારો કે હેના લાગણીના ફેરફારો રૂંધેલા રહી સકે નહિ, નિર્ગમનનું દ્વાર માગે જ માગે. સ્વાનુભવનું આવિષ્કરણ એ તો અનિવાર્ય માનવધર્મ છે. જેમ લાગણી અંગચેષ્ટા, અભિનય, મુખવિકારો, મૃદુ સ્નેહોપચાર ઈત્યાદિ દ્વારા આપોઆપ પ્રકટ થાય છે, તે જ પ્રમાણે માનવનો વિચાર, અભિવ્યક્તિનાં સાધનોમાં ઉત્તરોત્તર પ્રગતિ કરતો, અંગવિક્ષેપ સંજ્ઞાઓ અને સંકેતોથી શરૂઆત કરીને અન્તે આપણે જેને ખરા અર્થમાં ભાષા કહિયે છિયે એ નિર્ગમનનું અને વહનનું સમર્થતમ સાધન મેળવવામાં સફળ થયો, ભલે માનવનું આજ સુધી લભ્ય બનેલું એ અપર્યાપ્ત સાધન હોય. આપણે હમણાં જોયું તે પ્રમાણે આ વિચારવ્યક્તિ માટે સામાજિક સહચાર આવશ્યક છે, તેથી સ્વગતોક્તિને તો સ્વ-આવિષ્કરણનો એક અપવાદરૂપ પ્રકાર ગણવો જોઇયે.

અહિં ભાષાની ઉત્પત્તિના બે અન્યોન્ય વિરુદ્ધ ઉપપત્તિવાદનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે;–

ભાષાની उत्पत्ति स्वयंभूभाषावाद अने संकेतवाद

સ્વયંભૂભાષાવાદ અને સંકેતવાદ. માનવસંકલ્પની સ્વયંભૂ પ્રવૃત્તિદ્વારા અન્તર્ગત વિચારોની અભિવ્યક્તિ માટે ભાષાગત તે તે શબ્દો શી રીતે ઉદ્ભવ્યા હોય કે યોજાયા હોય એ જેમ, એક પક્ષે, અકલ્પનીય છે તેમ, અન્યપક્ષે, માનવસમાજે એકત્ર મળીને, ગંભીર ચર્ચામંડળીમાં બેશીને, પોતે જોયેલા અને અનુભવેલા વ્યક્તિગત પદાર્થો માટે અને વિચારો માટે વ્યક્તિવિશિષ્ટ નામો મુકરર કર્યાં હોય હેવી કલ્પના પણ દુર્ઘટ છે. 'પૅરૅડાઇઝ લૉસ્ટ'માં જાણે પરિચયાર્થે પ્રદર્શનક્રમ ગોઠવ્યો હોય તેમ એક એક પ્રાણી પસાર થતું ગયું અને આદમ હેનું નામ પાડતો ગયો હેનું વર્ણન છે એ આપાતતઃ હાસ્યપાત્ર વિધિ જણાય. પણ આપણે હેમાં સ્વયંભૂ ભાષાવાદનું તત્ત્વ જોઈ સકિયે છિયે. ભાષાની હાવી સ્વયંભૂ ઉત્પત્તિ માનવામાં યદૃચ્છાએ નામકરણ કરવાનો દોષ આવે તે તો સંકેતવાદમાં પણ એટલો જ આવે. અને બધી બાબતો લક્ષમાં લેતાં છતાં પણ, હેમાં દોષ શા માટે માનવો જોઇએ? આદ્યતમ કોઈક એક ક્ષણે નામકરણવિધિ ઓછે વધતે અંશે યાદૃચ્છિક વિધિ જ હોય એ સ્વાભાવિક છે. પૂરાં દશ વર્ષનું પણ નહિં હોય એવા એક બાળકે હેના પિતાને પ્રશ્ન કર્યો હતો : "આ ભાષા એ બધી નરી ગપ્પો જ ને?" પિતાએ પૂછ્યું "શા માટે ગપ્પો" ત્હારે બાળકે કહ્યું કે "આ ગાય છે, હેને પ્હેલ-વ્હેલી કોઈએ ગાય કરી ત્હારે ગપ્પ જ મારી કની?" કદાચ સ્વયંભૂવાદ અને સંકેતવાદના સમન્વયમાં સાચો ખુલાસો મળે. આરંભમાં સાહચર્યયોગે, કલ્પનાનો તથા સિસૃક્ષાનો હેને સહકાર મળતાં, અને સાથે સાથે વ્યક્તિયોએ કરેલા થોડા યદૃચ્છાલબ્ધ શબ્દોના પ્રયોગથી, અમુક શબ્દો ઉત્પન્ન થયા હોય, અને સહજબુદ્ધિથી અન્ય મનુષ્યો હેનો અર્થ સમઝ્યા હોય અને સ્વીકારવા લાગ્યા હોય જેથી એ શબ્દો પ્રચારમાં સ્થિર થયા હોય, જે એક પ્રકારનો સંકેત જ થયો, એ સંભાવ્ય છે.

बे वादनो समन्वय

Dr. H. Mutshmann [૨] ભાષાની ઉત્પત્તિ આ પ્રકારે થયેલી માનેછે: "ભાષાનો ઉદ્ભવ માનવના અન્તઃકરણમાંથી, મંદ અને સંકુલ પણ ઈપ્સિત સંપ્રજ્ઞાત વિધિથી થયેલો માનવો ઘટે. ભાષાનિર્માણનું આદ્ય કારણ મનોગતની સંક્રાન્તિની ઈચ્છા છે, અને જે વૃત્તિમાંથી પશુઓના નિમંત્રણનાદો અને ભયસૂચક સંજ્ઞાધ્વનિયો, તથા પક્ષીઓના કલસ્વરો ઉદ્ભવે છે એ વૃત્તિથી આ માનવની ઈચ્છા ભિન્ન નથી. જેમ એક માનવસમાજમાં અમુક સહજ અંગવિક્ષેપો અને મુખમુદ્રાઓ સર્વસાધારણ હોય છે, જેનો બધા ઉપયોગ કરે છે અને જેને બધા સમજે છે, તેમ સંવેદનોનો અને વિચારોની સંક્રાન્તિ માટે અમુક સહજ ઉચ્ચારો અને ઉચ્ચારસંયોજનો હોય છે. આ તત્ત્વ માનવને અને અનેક પશુઓને સમાન છે. પણ જ્યહારે આ મૂલભૂત અને સહજોત્થ ધ્વનિયો સંકેતરૂપ બન્યા, અને એનાથી આરંભમાં સૂચવાયેલા વિચારોથી અને સંવેદનોથી ભિન્ન છતાં સંબદ્ધ અન્ય પદાર્થોને તથા ક્રિયાઓને દર્શાવવા માટે જ્યહારે એ ધ્વનિયોના પ્રયોગનો તથા અર્થવિનિયોગનો વિસ્તાર થયો, ત્યહારે પશુવાણીથી માનવવાણીને અલગ કરનારી મ્હોટી પ્રગતિ થઈ" ભાષાની ઉત્પત્તિના આ દર્શનમાં સ્વયંભૂવાદ અને સંકેતવાદ એ ઉભય વાદોનો સમન્વય થયો છે.

मूळ मुखविकारमां भाषाथी वधारे सामर्थ्य

મનોગતભાવની સંક્રમણેચ્છા પરત્વે, પ્રસંગવશાત્, હું આ વાત પ્રત્યે લક્ષ દોરીશ કે મુખથી અને નેત્રથી થતી મૂક અભિવ્યક્તિમાં અનેક પ્રસંગે એ, જેમકે સ્નેહ, હર્ષ, દુઃખ વગેરે પ્રસંગોએ, વાણીથી વિશેષ સામર્થ્ય હોય છે. કોઈ વેળા આ સંભૃત શક્તિ નાચવું કૂદવું વગેરે અંગચેષ્ટાઓ દ્વારા આવિર્ભાવ પામે છે. એજ પ્રમાણે અવ્યક્ત ધ્વનિમાં પણ વાણીના કરતાં અધિકતર વ્યંજના રહી હોય છે; ચુંબનધ્વનિ, માનવપ્રણયીઓનાં પ્રણયકૂજનો, વ્યાધિથી કે દુઃખથી આક્રાન્ત મનુષ્યોના આર્તસ્વરો અને રુદનો એ હેનાં ઉદાહરણો છે. આ ધ્વનિયો, મનુષ્યના અને અન્ય પ્રાણિયોના સહિયારા ધ્વનિ છે; કારણકે એ નિરવયવ ભાવાવિર્ભાવ છે. પણ જ્યહારે અવયવાર્થયુક્ત આવિર્ભાવના એટલે વિચારવ્યક્તિના ક્રમ પર્યન્ત પ્હોંચિયે, અને નિરવયવ ભાવવ્યંજનામાંથી અવયવાર્થયુક્ત અભિવ્યક્તિની સ્ફુટતા વિકસે, ત્યહારે ભાષાનું અર્થસામર્થ્ય અને ખરું કર્તવ્ય ઉત્પન્ન થાય, દા.ત. પ્રણયકૂજન કરતો પ્રણયી "અહો! હું તને કેટલી બધી ચાહું છું" હેવું વચન ઉચ્ચારે ત્યહારે. નિરવયવ ભાવવ્યંજનાની જે હાનિ તે અવયવાર્થયુક્ત વાણીનો લાભ, અને સાવયવવાણીને જે પ્રમાણમાં હાનિ તે પ્રમાણમાં નિરવયવ વ્યંજનાને લાભ નીપજે. લાભ હાનિની ન્યૂનાધિકતા સંયોગાનુસાર થાય.

भाषानी उत्पत्तिना अन्य वाद

ભાષાના આરંભ અંગે bow-wow વાદ, ding-dong વાદ, pooh-pooh વાદ હેવા કેટલાક અન્ય વાદો છે હેની ચર્ચામાં ઊતરવું અનાવશ્યક છે, પણ મૅક્સ મ્યૂલરે અન્તે જે સ્વીકાર્યો હતો તે ye-he-ho વાદનો ઉલ્લેખમાત્ર કરીશું; હેમણે કહ્યું છે: "કોઈપણ પ્રબળ શારીર પ્રયત્ન દરમ્યાન, અને-આપણે ઉમેરી શકિયે કે-બુદ્ધિની અને મનોવૃત્તિની તંગ સ્થિતિ દરમ્યાન, ફરી ફરીને જોરથી શ્વાસને નીકળવા દેવાથી શરીરને સુખ લાગે છે. જ્યહારે પ્રાથમિક માનવો સમૂહમાં કાર્ય કરતા ત્યહારે સાથોસાથ એ પ્રકારના અવાજો કુદરતી રીતે કરે, અને એ અવાજો એ કાર્યથી સંબદ્ધ ગણાયા અને એ કાર્યસૂચક 'ધાતુ' (root) બની ગયા."

---

૨. H.C.O'Neill સંપાદિત Jack's Self-Educationમાંનો લેખ, પૃ. ૮૬ આદિ

આ વિશે ડૉ. મુટ્શમાન કહે છે :–આ બધું ભાગ્યે જ પ્રતીતિજનક થાય, પણ આ રસિક વિષયની ચર્ચા સમાપ્ત કરિયે તે પહેલાં નવીનતર પંડિત પ્રો. યેસ્પર્સનનાં વચનો ટાંકવાં ઉચિત છે. એ પંડિત પોતાનો ભાષાની ઉત્પત્તિ વિશેનો ગ્રન્થ સમાપ્ત કરતાં કહે છે :–

शब्दो कामवृत्ति-वाचक छे ए मत

"ભાષાનો જન્મ જીવનના નીરસ ગદ્યવાચ્ય પ્રસંગોમાં નહિ પણ કાવ્યમય પ્રસંગોમાં સોધવો યોગ્ય છે; વાણીનું મૂળ ગંભીરતાની તમ:શ્યામતામાં નથી પણ પ્રાથમિકવાણી· ગત આનંદમય ક્રીડામાં અને યૌવનના હર્ષોત્સાહમાં છે. કન્યાઓ અને કુમારો અન્યોન્યનું ચિત્ત આકર્ષવા માટે પરસ્પર સ્પર્ધા કરે, વ્હાલાના નેત્રયુગલના મુગ્ધ કટાક્ષો પોતા ઉપર પડે એ હેતુથી જ્યારે પ્રત્યેક વ્યકિત સર્વાધિક હર્ષમય ગીત ગાય અને સર્વાધિક શૌર્યમય નૃત્ય કરે, એ સમયનો હર્ષાતિરેક વ્યક્ત કરતો હાસ્ય-કિલકિલાટ હું સાંભળું છું. માનવજાતિના પ્રણયસંવનનના અવસરોમાં ભાષાનો જન્મ થયો છે; વાણીનાં આદિતમ ઉદ્‌ગારોનું સ્થાન છાપરે રહેલી તરુણ મીનીના પ્રબળ સ્નેહાલાપોની તથા ગાયક પક્ષીનાં–બુલબુલનાં–મધુર તે ગીતોની વચ્ચે ક્યહાંક આવે હેવી મ્હારી કલ્પના છે."

ગાનારાં પક્ષિયોના કલરવો અને પ્રાણિસૃષ્ટિમાં સંભળાતા અન્ય સર્વ સ્વરો અને ધ્વનિયો માત્ર પ્રણયાહ્વાન છે એ સર્વવિદિત છે. આ મન્તવ્ય અને ઉપર ટાંકેલો મૅક્સમ્યૂલરનો અન્તિમ મત જાણ્યા પછી આપણું લક્ષ સહજતયા અન્ય એક ભાષાવૈજ્ઞાનિકના–ઉપ્સલાના એચ. સ્પર્બર (Sperber)ના આથી પણ અપૂર્વ મત તરફ ખેંચાય છે. એ કહે છે: "ભાષાના ઉદ્‌ભવમાં અને વિકાસમાં કામતૃપ્તિની અપેક્ષાનો ફાળો મ્હોટો છે. આદ્યધ્વનિયો મનોગત સંક્રમણનાં સાધનો હતા અને હેનો કામકેલિના સહભાગીને બોલાવવામાં ઉપયોગ થતો: તદ્દનુ વિકસેલા વાણીસાધક ધાતુઓ પ્રાથમિક માનવનાં કાર્યોના સહચારી હતા. આ કાર્ય સામૂહિક હતું અને તાલલયયુક્ત શબ્દોચ્ચાર સાથે આગળ વધતું. આ પ્રકારે કામકેલિમાં અનુભવાતો આનંદ કાર્યમાં સંક્રાન્ત થતો. કર્તવ્યને પ્રાથમિક માનવ કામપ્રવૃત્તિતુલ્ય અને કામપ્રવૃત્તિના પ્રતિનિધિરૂપ માનતો અને એ રીતે કર્તવ્યને મનોનુકૂલ બનાવતો. હાવા સાંઘિક પરિશ્રમમાંથી ઉદ્‌ભવેલો શબ્દ દ્વિઅર્થી હતો, કામકેલિનો તેમ જ તત્પ્રતિયોગી પરિશ્રમનો વાચક હતો. સમય જતાં એ શબ્દનો અર્થ કામવાચકતામાંથી વિકસીને કાર્યમાં રૂઢ બન્યો. અનેક યુગો પછી નવીન શબ્દની પણ એ જ ગતિ થઇ – જે પ્રથમ કામલક્ષી હતો તે નવા કાર્યપ્રકારનો વાચક બન્યો. આ પ્રમાણે અનેક શબ્દ–ધાતુઓ અથવા મૌલિક શબ્દો રચાયા, જે સર્વેનું મૂળ કામવ્યાપારમાં હતું અને જે સર્વેની કામ–વાચકતા કાળક્રમે લુપ્ત થઇ હતી"૩

बधा उत्पत्तिवादो एकपक्षीय छे.

આ બધા ઉત્પત્તિવાદ, તરંગી ન હોય તો, ખરેખર એકપક્ષીય છે અને અદૃઢ છે એ તો સ્હેલાઇથી જોઇ સકાશે. હેમાં વાણીપ્રયાસના એક જ પાસાનો ખુલાસો મળે છે. એકેયમાં નિરવયવધ્વનિના અને અર્થયુક્ત અવયવોથી યુક્ત શબ્દોત્પત્તિના ક્રમોની પર્યાપ્ત પરીક્ષા નથી, યથાર્થ ભેદદૃષ્ટિ નથી અને અન્યોન્યસંબદ્ધતા નથી. એ બે ક્રમોને જોડનારી શૃંખલાનું દર્શન નથી. ભાષાસ્વરૂપનું સમગ્રજ્ઞાન તો એ પ્રભુને જ લભ્ય છે જેના વિશે આ યથાર્થ વિધાન કરાયું છે:

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।

૩ "પ્રો.સિગ્મુંડ ફ્રૉઇડ કૃત" General Introduction to Psycho-analysis" પૃ. ૧૩૩

મિ. બીમ્ઝના કાર્ય પરત્વે આ દાવો કરાયો છે ત્હેની થોડીક મર્યાદાઓ છે તે આ વ્યાખ્યાનોમાં મ્હેં તે તે પ્રસંગે હેમના નિર્ણયાભ્યુપગમોનો તથા મતોની ચર્ચા કરી છે ત્હાં પ્રત્યક્ષ થશે. એ ઊંડા અભ્યાસીએ કરેલી સેવાઓના સંપૂર્ણ અને કૃતજ્ઞતાયુક્ત ગુણસ્વીકાર સાથે હું આ કથન કરું છું. ઉલટે પક્ષે, જે. ડી. ઍન્ડર્સનના એ જ લેખનો અન્ય અંશ અહિં ટાંકું છું:-

"ભારતીય ભાષાઓનાં ધ્વનિશાસ્ત્ર, વ્યાકરણ અને વ્યુત્પત્તિશાસ્ત્રમાં હેવું અન્વેષણ ક્ષેત્ર છે જેમાં ભારતીય અને યુરોપીય પંડિતો અન્યોન્યના ઉપકારક બની સકે એ વાતનો શ્રી. ટાગોર સ્વીકાર કરે છે. યુરોપીય પંડિત આ વિષયના અભ્યાસમાં તુલનાત્મક પદ્ધતિયોનો કૈંક અનુભવ, યુરોપમાં હમણાં વપરાતાં, ધ્વનિતત્ત્વોની લેખનવ્યવસ્થાનાં, નવીન સાધનોનું કૈંક જ્ઞાન, એ તત્ત્વો આણે છે. ભારતીય પંડિત પોતાની ભાષાનાં દુર્ગ્રાહ્ય તત્ત્વોનું, વિદેશીયને અશક્ય હેવા અધિકારથી, અન્વેષણ અને નિવેદન કરી સકે." ૬

આ વિધાનનું દૃષ્ટાન્ત એક પક્ષે શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે 'बेसवुं, बाप' અને બીજા શબ્દોની વ્યુત્પત્તિપરત્વે કરેલી ભૂલમાં, અને અન્ય પક્ષે ज्याबाल માંની ઉચ્ચારસૂચક ज्या સંજ્ઞા છે હેના કારણ વિશે ડો. સ્ટેન કૉનોવે કરેલી ભૂલમાં, મળે છે.

ભાષાનાં બે પાસાં; शब्दशरीर અને मानसतत्त्व.

ભાષા વિજ્ઞાનને શાસ્ત્ર તરીકે પ્રાથમિક સંબંધ ભાષાના શબ્દાત્મક શરીર સાથે જ છે. ભિન્ન ભિન્ન ઉચ્ચારોનાં સ્વરૂપ, હેનું વર્ગીકરણ શબ્દોના વિકાસ-ઇતિહાસ દરમ્યાન ઉચ્ચારોની ઉત્ક્રાન્તિ, આ અને હેવી બાબતો આ શાસ્ત્રના અન્વેષણનો વિષય છે. આ શાસ્ત્રને ભાષાના માનસશાસ્ત્રીય પાસાનું કામ બહુ થોડું પડે છે. બાહ્ય રૂપ અને મનોગત વિચારપ્રક્રિયા હેવાં ભાષાનાં બે પાસાંઓ તરફ, અર્થાત્ શબ્દ અને અર્થના યુગ્મભાવ તરફ સ્વીટ લક્ષ ખેંચે છે. એ કહે છે:-

"જો કે રૂપ (શબ્દ) અને અર્થ હેવી દ્વિકોટિકતા વિનાની ભાષા અકલ્પનીય છે, છતાં ભાષા તરફ, યથાપ્રસંગ, રૂપનિષ્ઠ કે અર્થનિષ્ઠ હેવી ઓછે વધુ અંશે એકપક્ષીય દૃષ્ટિ રાખવી એ અનેકવાર અનુકૂળ અને આવશ્યક પણ બંને છે. ભાષાના રૂપપક્ષના અભ્યાસના પાયામાં છે ધ્વનિશાસ્ત્ર-વાણીના ઉચ્ચારોનું શાસ્ત્ર: અર્થપક્ષના અભ્યાસની ભૂમિકા છે માનસ-શાસ્ત્ર: મનનું શાસ્ત્ર."

આ બે પાસાઓ ભાષાશાસ્ત્રમાં અવિભાજ્ય છે, છતાં વિભાજ્ય છે

ઉપરનું અવતરણ, વિશેષતઃ રૂપ (શબ્દ) અને અર્થ હેવી દ્વિકોટિકતા વિનાની ભાષા અકલ્પ્ય છે હેવું સ્વીટનું કથન, વાંચતાં વેંત જ આપણને કાલિદાસની, પાર્વતી અને શિવના દેહૈક્યને શબ્દાર્થની સંયુક્તતા જોડે સરખાવતી, આ અમર ઉક્તિનું સ્મરણ થાય છે.

वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये ।
जगत: पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

---

૬. પૂર્વોક્ત લેખ પૃ. ૯ પાદનોંધ ૫.

૭. આ વ્યાખ્યાનોના પુસ્તક ૧ નું પૃ. ૮૨, અને પૃ. ૩૮૭મે પાદનોંધ ૧૪૫ જુવો.

૮. આ વ્યાખ્યાનો પુ. ૧, પૃ. ૩૪૭ જુવો

૯. The History of Language" પૃ. ૧

પણ હમણાં જ કહ્યું તે પ્રમાણે ભાષાશાસ્ત્રે ભાષાનાં એ બે પાર્શ્વોને વિભક્ત કરવાની, અને રૂપ (શબ્દ)ની મીમાંસા કરવાની, શસ્ત્રક્રિયા કરવી પડે છે. જેમાં વિચાર પરિષ્કૃત થાય છે, એ શબ્દરૂપો પૂરતું જ એ પોતાના અન્વેષણક્ષેત્રને મર્યાદિત કરે છે. દાખલા તરીકે કોઠ શબ્દ कपित्थ, कवित्थ, कवठ्ठ, कवठ, कवूठ, कोठ હેવા જે અનેક ક્રમોમાંથી પસાર થયો છે હેની પરીક્ષા દરમ્યાન ભાષાશાસ્ત્ર હેનો અમુક ફળ હેવો અર્થ થાય છે ત્હેનો એક ક્ષણમાત્ર પણ ખ્યાલ કરવા રોકાતું નથી; અથવા જ્યહારે એ સં. पितृ-मातृની લાટિન Pater-Mater, ફારસી પિદર-માદર, અંગ્રેજી Father-Mother ઇત્યાદિ જોડે તુલના કરે ત્યહારે એ શબ્દોના અન્તર્ગત અર્થથી વિવક્ષિત કૌટુંબિક કે સાહજિક સંબંધોનો વિચાર કરતું નથી; ભાષાશાસ્ત્રની એકાગ્ર દૃષ્ટિ શબ્દોના રૂપવિકાસની લક્ષણભૂત ધ્વનિવિક્રિયાઓ ઉપર જ મંડાઈ હોય છે. અપવાદભૂત સંજોગો હોય-દાખલા તરીકે गौरी-गोरी, गोर्य અને हस्तः - हाथ, हस्तकः-हाथो એ શબ્દોમાં શબ્દના સ્વરૂપભેદમાંથી અર્થભેદ ઉપજે છે-એ વાતનો તો મ્હારાં આરંભનાં વચનોમાં મ્હેં સ્વીકાર કર્યો જ છે.

આ વ્યાખ્યાનોની યોજના; ગુજરાતીનાં કેટલાંક વિશિષ્ટ તત્ત્વો

ગુજરાતી ભાષાની તુલનાત્મક ભાષાશાસ્ત્ર જોડેના હેના સંબંધની અને હેના સ્વીય આન્તર વિકાસની દૃષ્ટિયે મીમાંસા કરવી એ આ ગ્રન્થનો ઉદ્દેશ છે. એ ઉત્ક્રાન્તિમાં પ્રવર્તતા કેટલાક उत्सर्गो સ્થાપવા અને હેનું વ્યક્તિત્વ દર્શાવતાં કેટલાંક વિશિષ્ટ તત્ત્વોની ચર્ચા કરવી એ યોજના મ્હેં સ્વીકારી છે. उत्सर्गोમાં અને વિશિષ્ટ તત્ત્વોમાં સૌથી વિશેષ નોંધપાત્ર આ છે: (૧) च, छ, ज, झ ના સંસ્કૃત અને પ્રાકૃત ઉચ્ચારો: ( પુ. ૧, પૃ. ૩૯૨-૩૬૧), (૨) ए અને ओ નો વિવૃત ઉચ્ચાર પૃ. ૧ પુ. ૧૨૭ થી ૧૮૬, અને (૩) પ્રચલિત લોકમાં આજસુધી નહિં સ્વીકારાયેલ हकार નો સ્વીકાર અને સ્થાનનિયમ (પુ. ૧, પૃ. ૨૮૫થી ૩૧૮). ह અને य ના પ્રબળ અને નિર્બળ હેવા બે ઉચ્ચારોની વિચારણા પણ અહિં પ્હેલી જ વાર થઈ છે: આ ઉચ્ચારો ભાષામાં વિદ્યમાન છે પણ હેને પ્રચલિત વિચારસરણિએ અવગણ્યા છે. ખરી સ્થિતિ એક ઉદાહરણથી સ્પષ્ટ થશે : વાગ્વ્યાપારવિષયક "સંપ્રદાયવિરુદ્ધ" ના "નવમત"થી તદ્દન અસ્પૃષ્ટ હેવા ૭ વર્ષના એક બાળકે એક વખત કહ્યું: " भाई तो हा कहे છે " (પ્રબળ હકાર ઉચ્ચારીને); " हुं तो हा कहुं छुं " ( ह નો નિર્બળ ઉચ્ચાર કરીને ). આ બાળકે પ્રબળ અને નિર્બળ हकार વચ્ચેનો ભેદ જોયો હતો અને મનમાં ઉતાર્યો હતો, અને અહિં નિર્બળ હકાર એ ખરો ઉચ્ચાર છે એ જાણ્યું હતું. આવા પ્રસંગોમાં બાળકની સહજબુદ્ધિ ખરી કસોટી કરે છે. એજ બાળકના લક્ષમાં ગુજરાતી फ અને અંગ્રેજી ફારસી f ઉચ્ચારનો ભેદ આવ્યો હતો. અને બાળકે પૂર્વવત્ કહ્યું હતું: " હું फरवुं બોલું છું " (ગુજ. फ) પણ એ फरवुं વિદેશીય फ બોલે છે." આથી મ્હારે કહેવાનું એ છે કે આ લાક્ષણિકતાઓ કૃત્રિમ અધ્યારોપરૂપ નથી પણ સરલબુદ્ધિ બાળકના નિરીક્ષણમાં અને પ્રયોગમાં સહજ રીતે આવી જાય છે.

અમુક મુદ્દાની ચર્ચા દરમ્યાન કોઇ કોઈ પ્રસંગે હું ઉપપ્રસંગના વિસ્તારમાં ઊતર્યો છું; જેમ કે छेના ઉદ્ભવની ચર્ચા દરમ્યાન ( પુ. ૧, પૃ. ૨૪૭-૨૬૪ ), शान्त अकार ના નિરૂપણમાં ( પુ. ૧, પૃ. ૨૦૬-૨૧૪), અને गुफा શબ્દના વિલક્ષણ વ્યંજનવિકારની પરીક્ષામાં (હેમાં गुहाના शुद्ध મહાપ્રાણને સ્થાને હેનો પૂર્વકાલીન સ્પર્શ મહાપ્રાણ फ પાછો આવી બેસે છે)-(પુ. ૧ પૃ.૩૦૧-૩૧૦). આ ह ને બદલે પૂર્વક્રમભૂત फ આવે છે એ મત મ્હેં કૈંક અશ્રદ્ધાથી અને નમ્રતાપૂર્વક વિદ્વાનોની સમક્ષ મૂક્યો છે, કારણ કે તુલનાત્મક ભાષાશાસ્ત્રમાં આ મત પ્રથમવારજ રજૂ થાય છે.

વ્યાખ્યાન ૧ જેમાં આરંભિક ચર્ચા દરમ્યાન મ્હેં ભારપૂર્વક કહ્યું છે કે વ્યાપ્તિ પરત્વે ભૌતિક વિજ્ઞાનોમાં જે મર્યાદાનો આગ્રહ રાખવામાં આવે છે ભાષાશાસ્ત્રના વિષયમાં હળવી કરવાની જરૂર છે; એ મર્યાદા આ છે કે કોઈ વ્યાપક નિયમ સ્થાપવા માટે હેની પ્રવૃત્તિના દૃષ્ટાન્તો પર્યાપ્ત સંખ્યામાં ઉપ હોવા જોઇએ ( પુ. ૧., પૃ. ૮૭–૯૧ ); ત્યહાં મ્હેં શૌક્રય અને अवनवुं એ શબ્દોને વ્યાપ્તિઘટનાની આ મર્યાદાના અપવાદ તરીકે આપ્યા હતા. આ અન્તિમકોટિયે રહે અપવાદો છે કારણકે માત્ર એક કે બે જ દૃષ્ટાન્તો લભ્ય છે. ભાષાશાસ્ત્રની આ વિશિષ્ટતા જો મર્યાદિત દૃષ્ટાન્તસંખ્યાને આવરતા ઉત્સર્ગો ઘડવામાં છૂટ રહેવી જોઇયે; દા.ત. ज नो त થવા વિશે ઉત્સર્ગમાં ગુજરાતીમાંથી માત્ર ત્રણ જ દૃષ્ટાન્તો છે. પુ. ૧, પૃ. ૪૬૦ ).

ध्वनिशास्त्रमां उत्सर्ग स्थापवा माटे आवश्यक तत्त्वो.

પરંતુ, હું માનું છું કે, હાવી ઘટનાઓના પણ વધારે દૃષ્ટાન્તો, અન્વેષણના ઉદ્યમથી અથ આકસ્મિક સ્ફુરણાથી, ઉમેરી સકાશે. જેમકે, આ ( ज ना त થવાના ઉત્સર્ગને અંગે જ એક રસપ્રદ દૃષ્ટાન્ત ઉમેરી સકાય છે–જે ભાષાશાસ્ત્ર દૃષ્ટિયે તેમ જ ઐતિહાસિક દૃષ્ટિયે રસપ્રદ છે અને જેમાં રહેલું ઐતિહાસિ તત્ત્વ ભાષાશાસ્ત્રીય દૃષ્ટિને પુષ્ટિ આપે છે. એ દૃષ્ટાન્ત છે સૂરત શબ્દ; પ્રખ્યાત સૂરત શહેરનું ના હેની વ્યુત્પત્તિ આ રીતે સાધ્ય છેઃ सूर्यपुर-सूरजपुर-सूरत(पुर) सूरत. હાની પાછળ દ્યોતક કથા સૂરત જે નદીને કાંઠે આવેલું છે એ નદી સુરતમાં तापी નામે ઓળખાય છે, પણ ખાનદેશ જિલ્લ નંદુરબાર તાલુકાના અક્રાણી વિભાગની ઉત્તર હદનો પાલવ બની રહેતી, આ જ નદી तपती ના ઓળખાય છે. આ तपती સૂર્યદેવની પુત્રીનું નામ હતું એમ મહાભારતમાં કહ્યું છે. એ નદીને તીરે, સૂર સ્હામી બાજુએ, रांदेर ગામ છે; આ रांदेर નામનો रन्नादे, राज्ञीदेवी, राज्ञीदेवी, ( સૂર્યદેવની પત્ની ) હે વ્યુત્પત્તિક્રમ જણાય છે. આ પ્રમાણે એકતઃ સૂર્યદેવનું નગર અને અન્યતઃ રન્નાદેવી ( એટલે રાંદેર ગામ છે અને બેની વચમાં હેમની પુત્રી તપતી વહે છે. આ રીતે સૂરતની વ્યુત્પત્તિ सूरजમાંથી સાધતાં ज ना થવાના ઉત્સર્ગને અનુમોદન મળે છે.[૧૦]

एक नोंधपात्र अपवादः 'सूरत'नी व्युत्पत्ति

આ પુસ્તકોમાં સ્વીકારેલી નિરૂપણપદ્ધતિ હાવી છેઃ ગુજરાતી શબ્દોએ અપભ્રંશમાંથી, ( ડૉ. ટેસિટોરી જેને પ્રા પા. રાજસ્થાની કહે છે અને હું જેને ગુર્જર અપભ્રંશ નામ આપું છું એ ) અન્તિમ અપભ્રંશ દ્વારા પ્રવાસ કર્યો દરમ્યાન એ શબ્દોના રૂપવિકારમાં પ્રવૃત્ત થતા કેટલાક ઉત્સર્ગો નક્કી કરીને નોંધવા, અને હેના દૃષ્ટાન્તો આપવા. નિરૂપણ સ્વરૂપ મુખ્યતઃ હાવું હોઇને સંસ્કૃત મૂલ શબ્દો તો માત્ર આદ્યપ્રભવ સૂચવવા માટે જ આપ્યા છે પરંતુ પ્રસંગતઃ આ ઉત્સર્ગોની, અથવા હેનાં મૂલગત નિયમતત્ત્વોની, પ્રવૃત્તિ સંસ્કૃતમાં થતી અથવા કોઇવાર છેક વૈદિક ભાષાક્રમમાં થતી, નોંધી છે. દાખલા તરીકે ઉપર જેનો પ્રસંગાન્તરે ઉલ્લેખ થઇ ચૂકયો છે એ તાલવ્યોના પ્રાકૃત ઉચ્ચારનું મૂલ છેક छन्दस् શબ્દમાં જોઇ સકાય છે, કારણ કે આ શબ્દનો, छ ના દન્તતાલવ્ય ઉચ્ચારણથી, झंद સાથેનો સંબંધ સ્થપાય છે; ઉપરાંત અવસ્તામાં यास् હાવું રૂપાન્તર

केटलाक उत्सर्गोना मूळमां रहेल नियम-तत्त्वोनी प्राचीनता

૧૦ सूर्यपुर, तपती, અને रंन्नादे એ ત્રણેની આ ઉપપત્તિદૃષ્ટિ માટે હું, વર્ષો પ્હેલાં મુંબઇ ગેઝેટિયરના સંપાદનમાં મદદ કરતા, મ્હારા એક મિત્રનો ઋણી છું. सूर्यपुर એ વ્યુત્પત્તિનો સૂરત જિલ્લાના ગૅઝેટિયરમાં નિર્દેશ થયો છે; પણ ઉપર દર્શાવેલી અર્થોપપત્તિ ત્યહાં આપી નથી.

પામતો याच् ધાતુ પણ પ્રાકૃત ઉચ્ચારનો સૂચક છે; વગેરે વગેરે (જુવો, પુ, ૧ પૃ, ૩૪૯, પાદનોંધ ૧૧૪), વળી, ઉત્તરકાલીન શબ્દ પૂરમાં apherisis (અસ્વરિતશ્રુતિલોપ) અને aphesis (અસ્વરિત આદ્ય હ્રસ્વસ્વર લોપ) એ સંયુકત ઘટનાની પ્રવૃત્તિ થઇ હોવાનો સંભવ સૂચવ્યો હતો (પુ. ૧ પૃ.૩૭૪) અપભ્રંશનો અને ગુજરાનીનો નોંધપાત્ર ઉચ્ચારપ્રકાર બની રહેલો કોમલ અનુસ્વાર મ્હેં ભૂતકાળમાં છેક વૈદિક रंगाः સુધી જઇ પ્હોંચતો જણાવ્યો છે (પુ. ૧ પરિશિષ્ટ, પૃ ૪) એ પણ અહિં જણાવું છું; દા.ત. ઋગ્વેદ ૮–૭૧–૩માં खे अराँ હેમાં રંગ નામનો ઉચ્ચાર છે, જેને પાણિનીય શિક્ષામાં સૌરાષ્ટ્રની મહિયારીના तक्रँ એ ઉચ્ચારણમાં રહેલા અનુસ્વારના ઉચ્ચારની સાથે સરખાવ્યો છે. પાણિનિનું ऊँ એ સૂત્ર–૧–૧–૧૮, તેમજ दधिँमां કોમલ અનુસ્વારનો સ્વીકાર કરતું સૂત્ર ૮–૪–૫૭, એ આ ઉચ્ચાર પ્રકાર ઉત્તરકાલીન સંસ્કૃતમાં પણ હતો એમ સૂચવે છે.

**सनातन प्राकृतीभवन**

આ સર્વ ઘટના સૂચવે છે કે પ્રાકૃતીભવનનો વ્યાપાર પ્રાચીનતમ સમયથી ચાલુ રહ્યો હતો; એ વ્યાપાર મુખ્યતઃ આર્યોના અનાર્ય જાતિયો જોડેના મિશ્રણનું પરિણામ હતો. પ્રાકૃતીકરણ માત્ર સહજ ઘટના છે હેવું ઉચિત દૃષ્ટાન્ત એક છ કે સાત વર્ષની બાળાના વ્યવહારમાં મળે છે; મ્હેં બાળાને नक्तं भीरुरयं त्वमेव तदिमं राधे गृहं प्रापय એ પંક્તિ બોલવા કહ્યું ત્યારે હેણે તત્કાળ गृहम् નો ઉચ્ચાર घरम् કર્યો. આન્તરાલિક ધ્વનિતંત્રીય જે વિકારક્રમો સંસ્કૃત અને ગુજરાતી શબ્દોની (गृह અને घरनी) વચ્ચે આવ્યા હશે–(૧) ऋ નો अर्, (૨) ह् નું શબ્દની પ્રથમ શ્રુતિ તરફ અપસરણ (૩) ग् અને ह् ના સંકરથી થતો घ् એ બધા ક્રમો એ બાળાના મુખમાં એકકાલે સમષ્ટિરૂપ વિધિથી બની ગયા. હેમચંદ્રે પણ હાવા સમષ્ટિરૂપ વિધિનો આશ્રય લઇને, પોતાના गृहस्य घरोऽपतौ ૮–૨– ૪૪ એ સૂત્રમાં, गृहનો સર્વાંગસિદ્ધ घर આદેશ આપ્યો હેમાં આશ્ચર્ય નથી થતું.

**आ व्याख्यानोमां संस्कृत प्राकृत अने गुजराती शब्दों लखवा माटे स्वीकारेली लिपि; हेनो खुलासो**

અત્યાર સુધી મ્હેં આ વ્યાખ્યાનોના ભાષશાસ્ત્રપર વિભાગની જ વાત કરી છે, જે હેનો મહત્તમ વિભાગ છે. પ્રાસ્તાવિક ઇતિહાસવિષયક વિભાગ, અને ગુજરાતી સાહિત્ય વિશેનાં વ્યાખ્યાનો, એ હેનો ગૌણ, પરિશેષભૂત, ભાગ છે, અને હેનો અલગ ઉલ્લેખ કરવાનો જરૂર નથી. આ પુસ્તકોની આન્તર વસ્તુવ્યવસ્થાથી સંબંદ્ધ હેવી એક બાબતનો ખુલાસો કરવો યોગ્ય છે: એ છે, સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી શબ્દો માટે અને અવતરણો માટે નાગરી લિપિનો ઉપયોગ. "Transliteration vs. Indian Scripts" (લિપ્યન્તર વિરુદ્ધ ભારતીય લિપિયો) એ વિષયના પોતાના લેખમાં (મૉડર્ન રેવ્યુના ૧૯૧૮ના ડિસેંબરના અંકના ૫૧૭ આદિ પૃષ્ઠોએ) જે. ડી. અન્ડર્સને ભારતીય લિપિયો પ્રત્યે, હેમની સુંદરતા, વર્ણમાતૃકાની સંપૂર્ણતા અને વ્યવસ્થાની શાસ્ત્રીયતા એ કારણોએ, પક્ષપાત દર્શાવ્યો છે. પણ એક ઊણપ હેમના જોવામાં આવી છે; અનાદ્ય સ્વર, વિશેષતઃ अ, અપ્રકટ રહે છે તથા શબ્દોના ઘટક અંશોને દર્શાવવાની મુશ્કેલી છે, દા. ત. अनेकને બદલે an-eka સ્પષ્ટતર થાય, એમ હેમણે કહ્યું છે. હેમણે આ સમાધાનનો વચલો માર્ગ સૂચવ્યો છેઃ–

(क) પ્રત્યેક ભાષાના સાહિત્ય માટે એ જ ભાષાની દેશજ લિપિ અને સ્વાભાવિક જોડણી રાખવીઃ–

# ગુજરાતી ભાષા અને સાહિત્ય

[ મુંબઈ યુનિવર્સિટીને આશ્રયે અપાયેલાં વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો ]

પુસ્તક ૨


વ્યાખ્યાતા

**નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, બી. એ.**

ભાષાન્તરકાર

રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, બી. એ.

( પ્રિન્સિપાલ, શેઠ આનંદીલાલ પોદ્દાર હાઇસ્કૂલ, સાંતાક્રુઝ. )



પ્રકાશક

ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ–૯

ઇ. સ. ૧૯૫૭

કિંમત રૂપિયા આઠ

# ગુજરાતી ભાષા અને સાહિત્ય

[ મુંબઈ યુનિવર્સિટીને આશ્રયે અપાયેલાં વિલ્સન ભાષાશાસ્ત્રવિષયક વ્યાખ્યાનો ]

પુસ્તક ૨

વ્યાખ્યાતા


**નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, બી. એ.**


ભાષાન્તરકાર


રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, બી. એ.

( પ્રિન્સિપાલ, શેઠ આનંદીલાલ પોદાર હાઈસ્કૂલ, સાંતાક્રુઝ. )



પ્રકાશક

ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ-૯

# મૂલગ્રન્થનું અર્પણ

મ્હારા પૂજ્ય ગુરુ

સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર,

કે. સી. એસ. આઈ.,

એમ. એ., પીએચ. ડી., એલએલ. ડી.,

ઑન. મેંબર, રૉ. ઍ. સૉ.

અને

ત્હેમણે આપેલા શિક્ષણથી પ્રેરિત અભ્યાસના ફળ રૂપે

આ નમ્ર કૃતિ

ત્હેમની અનુજ્ઞાથી

સમર્પું છું.

# આમુખ

થોડાક ખુલાસાના શબ્દો. આ વ્યાખ્યાનો ઇ. સ. ૧૯૧૫-૧૬માં આપ્યાં હતાં. પુસ્તક ૧લું ઇ. સ. ૧૯૨૧માં પ્રકટ થયું હતું. એના આમુખમાં મ્હેં કહ્યું હતું કે બીજું પુસ્તક બાર મહિનાઓ પછી પ્રકટ થશે. આટલાં વર્ષો સૂધી એ અપેક્ષા અપૂર્ણ રહી.

આ બીજું પુસ્તક ઘણા લાંબા-લગભગ એક દશકાના-અંતરે પ્રકટ થાયછે. આ વિલંબનાં કારણો અનેક છે: છાપખાનામાં વિલંબ, મ્હારી સતત અસ્વસ્થ શરીરપ્રકૃતિ, અને અન્ય અણધાર્યાં વિઘ્નો. આ પુસ્તક ક્ય્હારે પ્રકટ થવાનો સંભવ છે એ વિશે વારંવાર પૂછપરછ કરતા, અને એ પ્રકટ થાય ત્હેની આતુરતાથી રાહ જોતા કેટલાક યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ અને વિદ્વાનો શિવાય અન્ય કોઈ ને આ પ્રકાશનવિલંબથી લેશ અગવડ ન પડી હોય એ હું જાણુંછું. એ વિદ્યાર્થીઓની અને વિદ્વાનોની મ્હારે ક્ષમા માગવી જોઇયે, અને એ હું અહિં ખરા ભાવથી માગુંછું. પણ વિલંબ થવાથી કેટલાક લાભ પણ થયાછે, એમ હું કહી સકુંછું: ઇ. સ. ૧૯૧૫ પછી આ લખાણ ફરીથી જોયું ત્હેમાં મહત્ત્વના ઉમેરાઓ અને ફેરફારો હું કરી સકયોછું. આ ઉમેરાઓ અને ફેરફારો, ક્વચિત એક પ્રકારે કાલવિરોધ આણનારા બનેછે તે છતાં, ઉપયોગી બનશે ત્હેવી મ્હારી શ્રદ્ધા છે.

આટલો ખુલાસો કરીને, ચાર દશકાથી અધિક સમયના મ્હારા શ્રમનાં ફળ મ્હારા ગુણજ્ઞ વાચકોની સમક્ષ રજુ કરુંછું.

"દિલખુશ" બંગલો
સાંટાક્રુઝ
૧૯૩૧

ન. ભો. દિવેટિયા

## પ્રસ્તાવના

ભાષાશાસ્ત્રનો સંબંધ ભાષાના શબ્દદેહ સાથે છે (૧). ભાષાશાસ્ત્રનો અર્થ અને કર્તવ્ય પ્રદેશ (૧). ભાષાનો વિષય વિચાર છે, લાગણી નહિં (૨) ભાષા સમાજસહવાસની અપેક્ષા રાખે છે (૨). ભાષાની ઉત્પત્તિ:-સ્વયંભૂવાદ અને સંકેતવાદ (૩). બે વાદનો સમન્વય ૪). મુખવિકારમાં ભાષાથી વધારે સામર્થ્ય (૪) મુખવિકારમાં ભાષાથી વધારે સામર્થ્ય (૪) ભાષાની ઉત્પત્તિના અન્ય વાદ (૪) શબ્દો કામવૃત્તિવાચક છે એ મત (૫) બધા ઉત્પત્તિવાદો એકપક્ષીય છે. (૫) વાકયના ઘટક અંશો સ્વતઃ વ્યક્ત કે અન્યાન્તર પ્રકટ ? (.) તુલનાત્મક ભાષાશાસ્ત્રની અર્વાચીનતા (૧) તુલનાત્મક ભાષાવિજ્ઞાનમાં ભારતીય ભાષાઓનું સ્થાન (૭) યુરોપીય અને ભારતીય પંડિતો; આધુનિક ભારતીય ભાષાઓના અભ્યાસ માટે એમની યોગ્યતા (૭) ભાષાનાં બે પાસાં : શબ્દશરીર અને માનસતત્ત્વ (૮) આ બે પાસાંઓ ભાષાશાસ્ત્રમાં અવિભાજ્ય, છતાં વિભાજ્ય (૮) આ વ્યાખ્યાનોની યોજના; ગુજરાતીનાં કેટલાંક વિશિષ્ટ તત્ત્વો (૯) ધ્વનિશાસ્ત્રમાં ઉત્સર્ગ સ્થાપવા માટે આવશ્યક તત્ત્વો (૧૦) એક નોંધપાત્ર અપવાદ: 'સુરત'ની વ્યુત્પત્તિ (૧૦) કેટલાક ઉત્સર્ગોના મૂળમાં રહેલ નિયમતત્ત્વોની પ્રાચીનતા (૧૦) સનાતન પ્રકૃતીભવન (૧૧) આ વ્યાખ્યાનોમાં સંસ્કૃત પ્રાકૃત અને ગુજરાતી શબ્દો લખવા માટે સ્વીકારેલી લિપિ; ત્હેનો ખુલાસો (૧૧).

---

# નિવેદન

ગુજરાત યુનિવર્સિટીએ ગુજરાતી ભાષાને શિક્ષણ અને પરીક્ષણ માટે માધ્યમ તરીકે સ્વીકારી. ગુજરાતી ભાષા અને સાહિત્યના વિષય માટે યુનિવર્સિટી તરફથી અનુસ્નાતક શિક્ષણ માટે એક ખાસ વિભાગ પણ શરૂ કર્યો. પ્રો. ઉમાશંકર જોશી તેના અધ્યક્ષ નીમાયા. આટલું કર્યા પછી ગુજરાતી ભાષાશાસ્ત્રને લગતા તમામ ગ્રંથોની પ્રસિદ્ધિ અને તેવું કોઈ પુસ્તક અંગ્રેજી ભાષામાં હોય તો તેનો તરજૂમો અથવા અનુવાદ કરાવવા માટેની પ્રવૃત્તિ તો અનિવાર્ય ગણાય.

આવું એક અંગ્રેજી પુસ્તક તે સાક્ષરવર્ય શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાએ મુંબઇ યુનિવર્સિટી તરફથી ચાળીસેક વરસ ઉપર અંગ્રેજીમાં આપેલાં ભાષાશાસ્ત્ર વિષયક વિલ્સન ફીલોલૉજીકલ વ્યાખ્યાનો. મૂળ એ બે વિભાગમાં પ્રકટ થયાં હતાં. પહેલા વિભાગનો ગુજરાતીમાં તરજૂમો ફોર્બસ ગુજરાતી સભા તરફથી પ્રગટ થયો હતો. પણ બીજો વિભાગ હજી સુધી પ્રગટ થયો નથી. આ પુસ્તકના બન્ને વિભાગો ગુજરાતી ભાષાશાસ્ત્રના અભ્યાસીઓ માટે અત્યંત ઉપયોગી હોવાથી ગુજરાત યુનિવર્સિટી પબ્લીકેશન બોર્ડે આ બીજા વિભાગનો તરજૂમો કરાવી પ્રસિદ્ધ કરવાનો ઠરાવ કર્યો, અને તે કાર્ય મુંબઇની શ્રી. આનંદીલાલ પોદ્દાર હાઇસ્કૂલના આચાર્ય શ્રી. રામપ્રસાદ બક્ષીને સોંપ્યું. શ્રી. રામપ્રસાદ બક્ષી નરસિંહરાવના નિકટ પરિચયમાં આવ્યા હતા અને ગુજરાતી ભાષાશાસ્ત્ર માટેની તેમની વિદ્વત્તા તેમજ ભાવના માટે શ્રી. નરસિંહરાવને માન હતું. શ્રી. બક્ષીએ તેમનું કાર્ય બનતી ત્વરાથી પૂરું કર્યું તે માટે યુનિવર્સિટી તેમનો આભાર માને છે.

મુંબઇ યુનિ.એ આ પુસ્તકનો અનુવાદ કરવા દેવા માટે પરવાનગી આપી તેનો પણ સાભાર ઉલ્લેખ કરવો જોઇએ.

ભાષાશાસ્ત્રના વિષયમાં વ્યુત્પત્તિ, જોડણી વગેરે બાબતોમાં વિદ્વાનો વચ્ચે મતભેદ તો સ્વાભાવિક રીતે હોય જ. પરંતુ શ્રી. નરસિંહરાવ આ વિષયના એટલા ઊંડા અભ્યાસી અને પ્રખર વિદ્વાન હતા કે એમના અભિપ્રાયો માટે ઘણા વિદ્વાનોને પણ માન હતું. અનુસ્નાતક વિદ્યાર્થીઓને તેમજ ગુજરાતી ભાષાના સૌ અભ્યાસીઓને આ વ્યાખ્યાનો તેમના અભ્યાસમાં ઘણી મૂલ્યવાન મદદ કરશે એમાં કાંઇ પણ શક નથી, અને તે હેતુથી જ આ ગ્રંથ પ્રસિદ્ધ થાય છે. આશા છે કે અમારો આ હેતુ સફળ થશે અને તેના અભ્યાસથી ભવિષ્યમાં વિદ્વાન ગુજરાતી ભાષાશાસ્ત્રીઓ અને અધ્યાપકો ઉત્પન્ન થશે અને ભાષા વિજ્ઞાનના સાહિત્યને સમૃદ્ધ કરશે.

તા. ૨૮-૧૧-૧૯૫૭

**હર્ષિદ્ધભાઈ વ. દિવેટિયા.**
ઉપકુલપતિ, ગુજરાત યુનિવર્સિટી.

# વિષયાનુક્રમ

(અંકો પૃષ્ઠ દર્શાવે છે)

## વ્યાખ્યાન ૫. ખંડ ૧.

### ગુજરાતી ભાષા – ઈતિહાસ અને ઉત્ક્રાન્તિ –૧-૧૧૯



**ભિન્ન ભિન્ન નમૂનાઓની પરીક્ષા માટેની કસોટીઓ**

---

## વ્યાખ્યાન ૭

### ગુજરાતી ભાષાનું અને સાહિત્યનું ભાવિ વલણ ૨૬૦-૨૮૩



---